# બાળસ્વભાવ.

રચી, છપાવી પ્રસિદ્ધકર્ત્તા
ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.
બી. એ. બી એસ સી. એસ. ટી. સી. (ઓનર્સ)
આસી. મા. હાઈ સ્કૂલ,
મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમેન. અમદાવાદ.



આવૃત્તિ ચોથી. પ્રત ૧૦૦૦.

અમદાવાદ.
ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સને ૧૯૧૩. સંવત ૧૯૬૯.

કિં. રૂ. ૦—૮—૦.

બાળવાર્તા કિંમત ૦-૩-૦. મુંબઈ ઇલાકાના મે. ડિરેક્ટર સાહેબે, તથા વડોદરાના મે. વિદ્યાધિકારી સાહેબે ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર કર્યું છે. આ પુસ્તક બાળકોની રસવૃત્તિપોષક અને તેમના જીવનને આનંદ અને સુખમય કરનારૂં સિદ્ધ થયું છે. કર્ત્તા.

§બાળવાર્ત્તા અને બાળસ્વભાવ મળવાનાં ઠેકાણાંઃ—

કર્ત્તાઃ—ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ. અમદાવાદ.
ધિ ગુજરાત ઓરીએન્ટલ બુકડીપો. અમદાવાદ.
એન. એમ. ત્રિપાઠી અને કં. કાલબાદેવી રોડ-મુંબઈ.
લક્ષ્મીચંદ ઉત્તમચંદ માસ્તર. રાજકોટ.



§ બાળકોને નીતિશિક્ષણ આપવામાં, અને તેઓની બુદ્ધિ કેળવવામાં આ પુસ્તકો ઘણાં ઉપયોગી અને મદદગાર નીવડયાં છે. કર્ત્તા.

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

વડોદરા તથા રાજકોટની ટ્રેનિંગ કૉલેજોમાં આ પુસ્તકનો ‘ટેક્સ્ટબુક’ તરીકે ઉપયોગ થાય છે તેથી, અને મુંબઈ ઇલાકાના મે. ડિરેક્ટર સાહેબે પ્રાથમિક શાળાઓના શિક્ષકના ઉપયોગને માટે આ ગ્રંથ મંજુર કર્યો છે તેથી, અને નામદાર સરકારના કેળવણીખાતા તેમજ વડોદરા, તથા બીજાં દેશી રાજ્યો તરફથી આ ગ્રંથનો સારો સત્કાર ચાલુ રહેલો છે તેથી, અને ભવિષ્યમાં કેળવણીને લગતા આ નાના છતાં ઉપયોગી ગ્રંથને ઉદાર સત્કાર મળશે એવી જીવતીજાગતી આશા હોવાથી, આ નવીન આવૃત્તિ કંઈક નવીન સ્વરૂપમાં સુધારા-વધારા સાથે જન્મ લે છે.

“**પરિશિષ્ટ**” માં આપેલા વિષયોને લીધે આ પુસ્તક સ્ત્રીઓ અને પુરુષ માટેની ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓને ખાસ ઉપયોગી થઈ પડશે એવી આશા છે. કેળવણીના સાહિત્યમાં ગુજરાતી ભાષામાં આટલી સસ્તી કિંમતમાં આટલું અને આવા પ્રકારનું વાચન પૂરૂં પાડનાર પુસ્તક આ એકલુંજ છે એમ કહેવામાં કશો વાંધો નથી.

**અમદાવાદ,**
આકાશેઠકુવાની પોળને નાકે.
તા. ૧ લી એપ્રિલ ૧૯૧૩.

**ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.**

# अनुक्रमणिका.


| વિષય | પાનું. |
|---|---|
| નિર્દોષ બાળ... ... ... ... | ૧—૨ |
| સામાન્ય હકીકત ... ... ... | ૨—૬ |
| બાળસ્વભાવ જાણવાની આવશ્યકતા ... ... | ૬—૧૦ |
| બાળકનાં વલણ અને અનુવંશિક સંસ્કાર... ... | ૧૦-૧૧ |
| સ્વાભાવિક વલણ અને ખરી કેળવણી ... ... | ૧૧ |
| બાળસ્વભાવથી જાણીતા થવાનાં સાધન ... ... | ૧૧-૧૨ |
| બાળસ્વભાવનાં લક્ષણની નોંધ ... ... | ૧૨-૧૩ |
| બાળસ્વભાવનું અવલોકન કરવામાં પડતી અડચણો... | ૧૩-૧૪ |
| **બુદ્ધિવિભાગ.** | |
| જન્મ પહેલાં અને જન્મ પછી બાળકની જ્ઞાનેન્દ્રિયોની સ્થિતિ | ૧૫ |
| બાળકનાં પહેલાં સાત વર્ષ ... ... ... | ૧૫-૧૬ |
| બાળકમાં કુતૂહલ અને જિજ્ઞાસા ... ... | ૧૬-૧૭ |
| બાળકની અવલોકનશક્તિ ... ... ... | ૧૭-૧૮ |
| જુદાં જુદાં બાળકોમાં જુદાં જુદાં વલણ... ... | ૧૮ |
| અવલોકનશક્તિનું ઓછુંવત્તું પ્રમાણ. ... ... | ૧૮-૧૯ |
| બાળકની અવલોકનશક્તિ કેમ કેળવવી ? ... ... | ૧૯-૨૧ |
| સ્મરણશક્તિ... ... ... ... | ૨૧-૨૨ |
| બાળકોની સ્મરણશક્તિ ... ... ... | ૨૨ |
| નબળી સ્મરણશક્તિને કેળવવી જોઈએ ... ... | ૨૩ |
| સ્મરણશક્તિના કાનુન ... ... ... | ૨૩-૨૬ |
| ગોખણપટ્ટી ... ... ... | ૨૬-૩૦ |

બાળકની તીવ્ર સ્મરણશક્તિનો લાભ કેવી રીતે લેવો? ... ૩૦-૩૧
બાળકની કલ્પનાશક્તિ. ... ... ... ૩૧
બાળક કલ્પનાશક્તિ વડે વસ્તુઓને કેવા રૂપમાં જુએ છે? ૩૨-૩૩
બાળકની કલ્પનાશક્તિ અને તેઓનો નિર્જીવ પદાર્થ તરફ ભાવ. ૩૩-૩૪
બાળકની રમત અને કલ્પનાશક્તિ. ... ... ૩૪-૩૫
નવીન શબ્દો અને બાળકની કલ્પનાશક્તિ ... ૩૫
કલ્પનાશક્તિના વિવિધ પ્રકાર. ... ... ૩૫-૩૬
બાળકોની વિવેકશક્તિ અને તર્કશક્તિ. ... ... ૩૬-૩૭
બાળકોની વિચારશક્તિ. ... ... ... ૩૭-૩૮
બાળકનું ધ્યાન. ... ... ... ૩૮-૪૧
ધ્યાનના પ્રકાર. ... ... ... ૪૧
અનૈચ્છિક ધ્યાન. ... ... ... ૪૧-૪૨
ઐચ્છિક ધ્યાન. ... ... ... ૪૨-૪૪
ઐચ્છિક ધ્યાનની કેળવણી. ... ... ... ૪૪
અનુકરણશક્તિ. ... ... ... ૪૪
રમતગમત. ... ... ... ૪૫
પ્રશંસા મેળવવાની ઇચ્છા. ... ... ... ૪૫
વાચા અને બુદ્ધિ. ... ... ... ૪૫-૪૬
નવા અનુભવને જૂના અનુભવની મદદ વડે એક વર્ગમાં મૂકવાની ટેવ. ... ... ... ૪૬-૪૭
પ્રશ્નકાળ. ... ... ... ૪૭-૪૮
બાળકના પ્રશ્નના થોડાએક નમુના. ... ... ૪૮-૪૯
બાળકોના પ્રશ્નના ઉત્તર કેમ આપવા? ... ... ૪૯-૫૧
બાળકના વિચાર. ... ... ... ૫૨-૫૩
બાળકના ઇશ્વર સંબંધી વિચારો. ... ... ૫૪-૫૫

બાળકની ભાષા. ... ... ... ૫૫–૫૬
આપણા શબ્દનું અનુકરણ કરતાં શબ્દનું મૂળ રૂપ બાળક ફેરવી નાખે છે. ... ... ... ૫૭–૫૮
શબ્દનો ઉપયોગ. ... ... ... ૫૮
શબ્દ પછી વાક્ય. ... ... ... ૫૮–૫૯
પુખ્ત વયનાં માણસોની સંકુચિત કે જટિલ ભાષા બાળકો સમજી શકતાં નથી. ... ... ... ૫૯–૬૦
મૂળને વળગી રહેવાનું વલણ.... ... ... ૬૦–૬૧

## મનોભાવવિભાગ.

બાળકની લાગણી. ... ... ... ૬૧
બીક. ... ... ... ૬૨
બીકનાં ચિહ્નો. ... ... ... ૬૨
બીક લાગવાનાં મુખ્ય કારણ. ... ... ૬૩–૬૪
પ્રાણીનો ભય. ... ... ... ૬૪–૬૫
બાળકને અંધારામાં ભય શાથી ઉત્પન્ન થાય છે? ... ૬૫–૬૭
માબાપનુ અવિચારી વર્તન; તેવા વર્તનથી થતા ગેરલાભ. ૬૭–૬૮
બીકની લાગણી ઉપયોગી છે. ... ... ૬૮

## નીતિવિભાગ.

ટેવ. ... ... ... ૬૯
પ્રેરણા અને ટેવ. ... ... ... ૬૯–૭૦
ટેવ અને કેળવણી. ... ... ... ૭૦–૭૧
બાળકોમાં ટેવ કેવી રીતે પાડવી? ... ... ૭૧
બાળકોની નીતિને માટે શિક્ષકો અને માબાપ બન્ને જવાબદાર છે. ૭૨–૭૪
માતા અને બાળકેળવણી (સોબત) ... ... ૭૫–૭૬
પિતા અને બાળકેળવણી ... ... ... ૭૬–૭૭

| | |
|---|---|
| મિત્રો અને બાળકેળવણી ... ... ... | ૭૭–૭૮ |
| બાળનીતિ ... ... ... ... | ૭૮–૭૯ |
| બાળનીતિ અને બાળકોની અનુકરણશક્તિ... ... | ૭૯–૮૦ |
| બાળકોની ઈર્ષ્યા. ... ... ... | ૮૦–૮૧ |
| બાળસ્પર્દ્ધા ... ... ... ... | ૮૧–૮૨ |
| બાળકનો ગુસ્સો અને તેનુ સ્વરૂપ. ... ... | ૮૨–૮૩ |
| બાળકની ક્રૂરતા ... ... ... | ૮૩–૮૫ |
| બાળકની અસત્યતા. ... ... ... | ૮૬–૯૦ |
| બાળકને જનસમૂહમાં રહેવું ગમે છે. ... ... | ૯૦–૯૧ |
| ભ્રાતૃભાવ. ... ... ... ... | ૯૧–૯૩ |
| આજ્ઞા ... ... ... ... | ૯૪–૯૫ |
| આજ્ઞા ઉલ્લંઘન કરવા માટે યુક્તિપ્રયુક્તિઓ. ... | ૯૫–૯૮ |
| બાળકનું આજ્ઞાથી વિરુદ્ધ વર્ત્તન ... ... | ૯૮–૯૯ |
| બાળહઠ. ... ... ... ... | ૯૯–૧૦૧ |
| શિક્ષા. ... ... ... ... | ૧૦૧–૧૦૩ |
| બાળકોનું વર્ત્તન સુધારવા શું શું કરવું ? ... ... | ૧૦૩–૧૦૬ |
| પ્રશંસા, ઇનામ, ઠપકો. ... ... ... | ૧૦૬–૧૦૯ |
| રંગ, તેજ અને નાદ તરફ બાળકોનું વલણ. ... | ૧૧૦–૧૧૧ |
| કુદરતના દેખાવનું ભાન. ... ... ... | ૧૧૨–૧૧૩ |
| સૌન્દર્યપરીક્ષા. ... ... ... | ૧૧૩–૧૧૪ |
| બાળકને વખાણ ગમે છે. ... ... ... | ૧૧૫ |


## હુન્નરી બાળક.


| | |
|---|---|
| બાળકનો સ્વભાવ રમુજી છે. ... ... ... | ૧૧૬ |
| બાળકનો ઉદ્યોગ ... ... ... ... | ૧૧૬–૧૧૮ |
| બાળકોને વાર્ત્તા સાંભળવી અને કહેવી બહુ ગમે છે. | ૧૧૮–૧૨૦ |
| બાળકની ચિત્રકળા ... ... ... ... | ૧૨૦–૧૨૨ |

## પરિશિષ્ટ.

બાળક અને તેનું મગજ. ... ... ... ૧૨૩–૧૨૪
બાળકના મગજના સરેરાશ વજનની સરખામણી. ... ૧૨૫
મગજ શાનું બનેલું છે. ? ... ... ... ૧૨૬
મગજના ભાગ. ... ... ... ... ૧૨૬–૧૩૧
મોટું મગજ, નાનું મગજ, ને કરોડનું દોરડું. ... ૧૩૨
મગજ અને કરોડના દોરડાના કાર્યમાં તફાવત. ... ૧૩૨–૧૩૩
માનસિક શ્રમ અને મગજ. ... ... ... ૧૩૩–૧૩૫
મગજની સંભાળ. ... ... ... ૧૩૫

## શિક્ષક અને શિક્ષણ.

શિક્ષકની પ્રતિષ્ઠાનો આધાર. ... ... ... ૧૩૬–૧૩૯
શિક્ષક અને વર્ગનો બંદોબસ્ત. ... ... ૧૩૯–૧૪૦
શિક્ષક અને શિક્ષા. ... ... ... ૧૪૦–૧૪૧
શિક્ષા કરવાની જરૂર. ... ... ... ૧૪૧–૧૪૩
શિક્ષાના પ્રકાર. ... ... ... ૧૪૩–૧૫૦
વર્ગમાં પાઠ ચાલતો હોય તે વેળા ધ્યાનમાં રાખવા—
જોગ કેટલીએક સૂચના. ... ... ... ૧૫૦–૧૫૩
શિક્ષણના મુખ્ય નિયમો. ... ... ... ૧૫૪–૧૬૪
ટાઇમટેબલ કે વખતપત્રક. ... ... ... ૧૬૪–૧૬૬

# બાળસ્વભાવ.



## નિર્દોષ બાળ.

અરે ઓ બાળ ! બાળુડા ! બહિર્ ને અંતરે રૂડા !
ફરે તું ગેલ કરતો રે ! ઉરે આનંદ ધરતો રે !
સ્વ-પરના ભેદ નહિ તારે ! કંઈ નહિ જાઈએ તારે !
ગમે ત્યાં જઈ ગમે ત્યાં રહે ! નથી કંઈ ભાન છું ક્યાં રે !
વડીલો જે સ્થળો નિંદે જઈ તું ત્યાંય પણ બેસે !
વડીલો જે સ્થળો વદે કદિ તું ત્યાં નહિ બેસે !
પરંતુ લ્હેર આવી જ્યાં તને જઈ બેસશે તું ત્યાં;
અહા ! નિર્દોષ શી ચેષ્ટા ? ખરે નિર્ગુણ માનુ હું.
કદી જઈ શત્રુને હાથે, ચડી બેસે વિના શંકે.
કદી જઈ મિત્રને માથે, નહિ બેસે વિના શંકે;
કશો દુર્ગુણ કે શંકા નહિ લાવી ફરે વંકા !
રમે ત્યાં જઈ રમાડે જ્યાં, હસે ખેલે ફરે હયાં ત્યાં !
રમાડે કોઈ સાચેથી, રમાડે કોઈ દંભેથી,
રમાડે કોઈ વૈરેથી, પરંતુ સર્વ સમ રીતિ !
નહિ લાવે કશું હૃદયે, અરે નહિ કાંઈ એ જાણે !
હશે કંઈ જાણવાનુ એ કશી શંકા નહિ ઉરે !
હસે જે ભાવથી માતા અને પિતાતણી પાસ,
હસે તેવાજ ભાવેથી ખરેખર શત્રુની સાથે !
ખરેખર ખેલ છે ન્યારો ! જગત્ જંજાળથી તારો !
જગતનો જેહ અભ્યાસી, થવાનો તેહ જગવાસી.

અહા સ્વાતંત્ર્ય શું દેખું ? સુખી સંસારમાં લેખું:
દશા તારી વિચારી આ, કરૂં ઈર્ષ્યા હું તારી હા ?
હઉં જો બાળ તું જેવો, ફરૂં આનંદથી કેવો ?
હઈશ હું બાળ તું જેવો હઈશ આનંદમય કેવો ?
થયો આજે સુખીદુઃખી ! થયો આજે ધની ભૂખી !
થયો આજે વડો નાનો ! થયો આજે સમજવાળો !
પડી જગના પ્રપંચોમાં, શુભાશુભ કાર્યતંત્રોમાં;
થયો છું હું સુખીદુઃખી, થયો છું હું ધની ભૂખી;
અરે ઓ બાળ બાળુડા ! દયાના પાત્ર ઓ રૂડા !
ગુરુવયમાં તું આવીને, થઈશ કેવો મને કહેને ?

... .. ... ... ...

કાવ્યમાધુર્ય.

(હિં. ગ. અંજારીઆ)

---

# सामान्य हकीकत.

**૧. બાળકને કેળવણીની શી જરૂર છે † ? ૨. પુખ્ત વયનાં માણસોની મદદ સિવાય બાળકો સ્વતંત્ર રીતે કેળવણી લે તો શું ખોટું ? ૩. બાળસ્વભાવની તેમજ પુખ્ત વયનાં જંગલી મનુષ્યના સ્વભાવની સરખામણી.**

બાળકને કેળવણી શા માટે આપવી ? કેળવણી આપ્યા વિના તેઓની બુદ્ધિ ખીલી ન શકે ? ફ્રેન્ચ લેખક રૂસો, જનસમૂહ દુર્ગુણથી

---

† પ્રો. સલી પોતાના માનસશાસ્ત્રમાં કાસ્પર હાઊઝરનો દૃષ્ટાંત આપે છે તેમાં તે જણાવે છે કે કાસ્પર હૅાઊઝરની મૂઢાવસ્થાનું કારણ એટલુંજ

ભરેલો છે, તેવું ધારતો હતો, તેથી બાર વર્ષ સુધી બાળકને જનસમૂહથી અલગ રાખવાને તે સલાહ આપે છે. તેનાથી વિરુદ્ધ મતનો તત્ત્વવેત્તા કેન્ટ, તેઓ સુધરે તેટલા માટે તેને જનસમૂહમાં હરવાફરવાની ફર છે, તેની ભલામણ કરે છે. રૂઝોની શીખામણ પ્રમાણે ચાલવું અશક્ય છે, ને કદાચ શક્ય હોય, તોપણ તે મત ભૂલભરેલો ને એકપક્ષીય છે. તેઓનામાં સદ્‌ગુણ ને દુર્ગુણનાં બંને વલણ હોય છે. જનસમૂહમાં પણ સદ્‌ગુણ અને દુર્ગુણ બને જોવામાં આવે છે. તેઓને જનસમૂહમાંથી દૂર રાખીએ, તો તેનાં બંને વલણ તેની સ્વાભાવિક સ્થિતિમાં રહેશે. કેળવણીથી તેનાં ખરાબ વલણ દબાઈ જાય છે, ને સારાં વલણ બહાર આવે છે.

રૂઝોના મત પ્રમાણે ચાલવાથી બાળક મૂઢ, એકલપંડું, અને જે જનસમૂહમાં તેને હરવાફરવાનું અને કામકાજ કરવાનુ છે, તે સમૂ-

---

હતું, કે તેના ઉપર જનસમૂહની કે દુનીઆના બીજા પદાર્થોની બીલકુલ અસર થઈ ન હતી. કાસ્પર હૉઝરની વાત નીચે મુજબ છે

આ જર્મન છોકરાને નાની વયથી અંધારા ભોંયરામાં પૂરી રાખવામાં આવ્યો હતો; તેને કેટલાક વર્ષ સુધી ભોંયરામાંથી બહાર કાઢવામાં આવ્યો ન હતો. જ્યારે તે સુઈ જતો ત્યારે તેની પાસે ખાવાપીવાનું મૂકવામાં આવતુ. આથી તેને મનુષ્યજાતિનું કે કોઈ પણ પ્રાણીનું કે બહારના પદાર્થનું મોં સરખું પણ જોવામાં આવ્યુ ન હતુ. તે ભોંયરામાં ફક્ત લાકડાના બે ઘોડા રાખવામાં આવ્યા હતા. આ ઘોડા સાથે કાસ્પર હૉઝર રમતો. પહેલા તો તેને ચાલતાં પણ નહોતું આવડતું પાછળથી તેને ચાલતા તેમજ લખતા શીખવવામાં આવ્યું હતું. આ છોકરો ઇ. સ. ૧૮૧૨ના એપ્રિલ માસમાં જન્મ્યો હતો. તેને ઇ. સ ૧૮૨૮માં ન્યુરેંબર્ગની બજારમાં રખડતો મૂકવામાં આવ્યો હતો. આ ઉપરથી એવું જણાય છે કે તેણે સોળેક વર્ષ એક અંધારા ભોંયરામાં એકાંતમાં કાઢયાં હશે.

હની રીતભાતથી તદ્દન અજ્ઞાત રહેશે; વળી ભવિષ્યમાં આ દુનીઆના વ્યવહાર ચલાવવામાં તેને ઘણી અગવડ અને મુઝવણ પડશે, અને જનસમૂહમાં સરળ ગણાતી બાબતો તેને મહાન્ કે કઠિન લાગશે. કદાચ એવું પણ બનશે કે જે જનસમૂહમાં આખી જિંદગી પસાર કરવાની છે, તે સમૂહમાં તેની કેટલીક વિચિત્ર રીતોને લીધે તે હાસને પાત્ર થશે. કેન્ટના મત પ્રમાણે જનસમૂહ સાથે ભળવાથી બાળકને જનસમૂહની રીતભાત અને તેના સ્વભાવનુ અવલોકન કરવાની તક મળશે, અને તેથી ભવિષ્યમાં તેવા સમૂહ સાથે કામકાજ કરવામાં ઘણી સરળતા થઈ જશે. જનસમૂહના સદ્ગુણો તેમજ દુર્ગુણોની તેના ઉપર અસર થશે, એ ખરૂં; પરન્તુ દુર્ગુણોને તજી દઈ સદ્ગુણો ગ્રહણ કરતાં શીખવવું એ કેળવણીનું કામ છે. આવી કેળવણી આપવાનુ કામ, સારાસારનો નિર્ણય કરી શકે તેવાં પુખ્ત વયનાં માબાપ તેમજ શિક્ષકનું છે. આ કારણથી બાળકની કેળવણીમાં પુખ્ત વયનાં મનુષ્યોએ ભાગ લેવાની જરૂર છેઃ વળી બાળકો સ્વતંત્રપણે પોતાની શક્તિઓ કેળવે તો તેને ખોટે રસ્તે જતાં અટકાવનાર કોણ? તેઓની બુદ્ધિ એટલી પરિપક્વ થઈ હોતી નથી, કે તે ભૂલ કર્યા વિના હમેશાં સીધો માર્ગ પકડી શકે. પુખ્ત વયનાં મનુષ્યોના અનુભવનો લાભ બાળકોને મળતો હોય તો તે વ્યર્થ શા માટે જવા દેવો? પુખ્ત વયનાં મનુષ્યો બાળકોને કેળવવાનું કામ માથે લે છે, તેથી તેનાં નઠારાં વલણ દબાઈ જઈ સારાં વલણ ખીલી શકે છે.

બાળક ઉપર કેળવણીના સંસ્કાર થયા ન હોય, તો તેના સ્વભાવમાં ને પુખ્ત વયનાં જંગલી માણસના સ્વભાવમાં ફેર પડતો નથી. આ બાબતમાં કેટલું સત્ય છે, તેની ખાત્રીને માટે નીચેની સાબીતી પૂરતી થશે.

૧. જેમ બાળકને રમકડાં, પુતળીઓ, ઢીંગલીઓ, વગેરે ગમે છે, તેમ પુખ્ત વયનાં જંગલી માણસને પણ આવી જાતનાં રમકડાં પ્રિય હોય છે. સર જૉન લબક તેના 'ઓરિજિન ઑવ્ સિવિલિઝેશન' નામના પુસ્તકમાં આ મતને ટેકો આપે છે.

૨. જ્યારે બાળક ભાષા શીખવા માંડે છે, ત્યારે જાણીતા શબ્દોની મદદ વડે, નવીન પદાર્થોને માટે નવીન શબ્દો ઘડી કાઢે છે. આવું વલણ પુખ્ત વયનાં જંગલી માણસોમાં પણ જોવામાં આવે છે.

૩. જેમ બાળકમાં, ગુસ્સો ને ઈર્ષ્યા-વધારે બહાર પડતાં દેખાય છે, તેમ આ દુર્ગુણ જંગલી માણસોમાં પણ જોવામાં આવે છે.

૪. જેમ બાળક અજાણ્યા માણસ પાસે જૂઠું બોલે છે, તેમ જંગલી માણસો પણ અજાણ્યાં માણસ પાસે જૂઠું બોલે છે, ને તેઓને છેતરે છે.

૫. ચળકતા ને ઘેરા રંગ જેમ બાળકને પસંદ હોય છે, તેમ તેવા રંગ જંગલી સ્થિતિમાં પડી રહેલાં મનુષ્યને પણ પ્રિય હોય છે.

૬. વિરુદ્ધ ગુણવાળા પદાર્થોથી, જેમકે—ધોળો ને કાળો રંગ—બાળક ખુશ થાય છે, તેમ તેવા રંગથી જંગલી માણસો પણ ખુશ થાય છે.

૭. જેમ બાળકો ઈશ્વરની સકલ રમણીય રચનાની કદર કરી શકતાં નથી, તેમ જંગલી માણસો પણ અખિલ સૃષ્ટિસૌન્દર્ય નિહાળી તેની ખૂબી જોઈ શકતાં નથી.

૮. બાળક તેમજ જંગલી અવસ્થામાંહેનાં માણસ વિદ્યુત, ગર્જના, તેમજ પવનને, કોઈ રાક્ષસ કે ભવ્ય પુરુષ આકાશમાંથી મોકલે છે, તેવું કલ્પે છે, ને તેનાથી બીએ છે.

૯. બાળકની પેઠે જંગલી માણુસ પણ જે જે પદાર્થમાં ગતિ હોય છે, તેમાં જીવ હોય છે, તેવું ધારે છે.

૧૦. બન્ને અજાણી અને મોટી વસ્તુથી બીએ છે.

૧૧. બાળકને નવા પોશાક અને ઘરેણાં પહેરવાથી આનંદ થાય છે, તેવી રીતે જંગલી માણસને પણ શરીરને શણગારવાથી આનંદ થાય છે.

૧૨. બાળકોમાં શારીરિક ચાંચલ્ય ઉભરાઈ જતું જોવામાં આવે છે, ને તેથી તેઓ નાચે કૂદે છે, તેવીજ રીતે પુખ્ત વયનાં જંગલી મનુષ્યોની શારીરિક સ્થિતિ સારી હોય છે, ને સ્વાભાવિક ચાંચલ્ય વધારે ખીલેલું હોય છે, તેથી તેઓ પણ નાચે કૂદે છે.

૧૩. બંનેમાં માનસિક શક્તિઓ ખીલેલી હોતી નથી, પણ તે શક્તિઓમાં ખીલવાની શક્યતા કે સંભાવ્યના છે.

૧૪. બાળક જે જાતનાં ચીતરામણ કાઢે છે, તેવીજ જાતનાં ચીતરામણ જંગલી લોકો પણ કાઢતા જણાય છે, વગેરે.

---

## बाळस्वभाव जाणवानी आवश्यकता.*

"પુત્રનાં લક્ષણ પારણામાંથી" આ કહેવત આપણા લોકોમાં સાધારણ છે. કેટલીક વખત, કહેવતોમાં સંપૂર્ણ સત્ય હોતું નથી, અને જુદી જુદી કહેવતો ઘણી વેળા ત્વરાથી કાઢેલાં અનુમાન હોય છે. ઉપ-

* Mothers—the right sort of mothers that is—feel that they must know 'au fond' this wee speechless creature which they are called upon to direct into the safe road to manhood. And professional teachers, more particularly the beginners in the work of training whose work is in some respects the most difficult and

રની કહેવતમાં પણ સત્ય અને અસત્યનું મિશ્રણ થએલું જોવામાં આવે છે, કારણ કે કેટલાંક બાળક, નાની વયમાં અત્યંત ચાલાક દેખાતાં હોય છે, પણ મોટી વયે તેઓ વધારે ચાલાક થવાને બદલે, મૂઢ થતાં જતાં જણાય છે. કેટલાક મહાન્ પુરુષોનાં જીવનચરિત્ર ઉપરથી સ્પષ્ટ માલૂમ પડી આવે છે, કે મોટી વયે તેઓ પરાક્રમી નીવડશે, તેવ કુમળી વયમાં કાંઈ ચિહ્ન જણાતાં નહોતાં. ધારવાથી તદ્દન વિરુદ્ધ પરિણામ આવવાનાં અનેક કારણ હોય છે ખરાં; પરંતુ માત્ર બાહ્યના દેખાવથીજ, બાળકના સ્વભાવ અને તેની બુદ્ધિ વિષે વિચાર બાંધવા, એ સહેલુ કામ નથી. સર્વ બાળકનાં નહિ, પણ કેટલાંક બાળકના લક્ષણ પારણામાંથી જણાય છે, એ વાત ખરી છે. બાળકનાં લક્ષણનું યોગ્ય અવલોકન કરવામાં આવે, તો બીજરૂપે જે જે સ્વાભાવિક વલણ, તેઓનામાં છે, તે જાણી શકાય છે ખરાં. બાળકનાં સ્વાભાવિક વલણ, ભવિષ્યમાં કેવું રૂપ પકડશે, તેનો આધાર એક નહિ પણ અનેક બાબતોની ઉપર રહેલો છે. જે જે કારણથી, બાળકના વારસામાં ઉતરેલા સ્વભાવમાં ફેરફાર થાય છે, તેમાંનાં થોડાએક કારણ નીચે આપેલાં છે.

૧. દેશ—ત્યાંની આબોહવા તેમજ તે દેશના જનસમૂહના આચારવિચાર.

૨. માબાપ તેમજ આસપાસના બીજા લોકોની રહેણી કરણી.

૩. કેળવણી.

---

**the most honorable, have come to see that a clear insight into child-nature and its spontaneous movements must precede any intelligent attempt to work beneficially upon this nature.**

*SULLY.*

કેળવણીનો મુખ્ય ઉદ્દેશ, સ્વાભાવિક ખરાબ વલણને દાબી દેવાનો, અને સારાં વલણને પુષ્ટિ આપવાનો છે. બાળકનાં સ્વભાવિક વલણથી અજ્ઞાત રહેવાથી, માબાપ તરીકે કે શિક્ષક તરીકે પોતપોતાની ફરજ યોગ્ય રીતે બજાવાતી નથી, એ દેખીતુંજ છે. બાળસ્વભાવથી અજ્ઞાત માબાપ તેમજ ગુરુ, તેઓનું હિત કરવાને બદલે અહિત કરે છે, અને ઉછરતાં બાળકોની યોગ્ય સંભાળ ન રાખવાથી, પોતાની ગંભીર અને પવિત્ર ફરજ અદા કરતાં નથી, અને તેથી ઇશ્વરનાં ગુન્હેગાર થાય છે.

બાળસ્વભાવનાં અમુક અમુક લક્ષણ અમુક અમુક વયે જોવામાં આવે છે. આ જાતની સમજણ, દરેક માબાપ તેમજ શિક્ષકને ઘણી ઉપયોગી છે, એ નિર્વિવાદ છે. બાળસ્વભાવથી અજ્ઞાત માબાપ કે શિક્ષક, બાળકની કલ્પનાને અસત્ય માની લે છે, અને આજ્ઞાથી વિરુદ્ધ કરવાનાં વલણને ઉદ્ધતાઈ કે અવગણના માની બેસે છે. આ જાતના અજ્ઞાનથી, બાળકને ધમકી આપી, અથવા તો તાડન કરી, તેના તરફ જે નિર્દયતા બતાવવામાં આવે છે, તે ખરેખર શોચનીય છે. આ જાતનુ ઘાતકીપણું, બાળસ્વભાવનુ યથાર્થ જ્ઞાન થવાથી અટકે. તેમાં કાંઈ નવાઈ જેવું નથી.

બાળક, જંગલી અને સુધરેલા માણસ વચ્ચેની સાંકળ છે,† તેથી સુધરેલા મનુષ્યવર્ગે, જંગલી માણસના સ્વભાવ કરતાં પોતાનામાં કેવી રીતે ને કેટલો સુધારો કર્યો છે, તે બાળસ્વભાવના અધ્યયનથી જણાઈ આવે છે. પુખ્ત વયના મનુષ્યના સ્વભાવનું શુદ્ધ અને સંપૂર્ણ જ્ઞાન થવાને માટે આ જાતનું જ્ઞાન ઘણું ઉપયોગી છે. બાળકના પોતા-

---

† સર જૉન લબક પણ એવો મત ધરાવે છે, કે બાળકની બુદ્ધિ ને નીતિ જંગલી મનુષ્યની બુદ્ધિ ને નીતિને મળતાં છે.

નાજ ભવિષ્યના હિતને માટે તેમજ જનસમૂહના હિતને માટ, બાળ-સ્વભાવ જાણવાની ઘણી જરૂર છે. બાળકનાં સ્વાભાવિક ખરા વલણને દાબી દઈ, તેનાં સારાં વલણને પુષ્ટિ આપવામાં આવે, તો તે જનસમૂહમાં રહેવા લાયક બને છે, અને દેશનુ હિત કરવા પણ કોઈ દિવસ સમર્થ થાય છે.

આ સઘળાં કારણો ઉપરથી સ્પષ્ટ સમજાય છે, કે હરેક સ્ત્રી પુરૂષને બાળસ્વભાવની માહિતગારી મેળવવાની ઘણી જરૂર છે. મને તો એમ લાગે છે, કે બાળસ્વભાવથી માહિતગાર થવાની જરૂરીઆત, પુરૂષ કરતાં સ્ત્રીને વધારે છે, કારણ કે નાની વયમાંથી બાળકને ઉછેરી મોટાં કરનાર, તેઓની શારીરિક ને માનસિક સ્થિતિ સુધારનાર, ઘણે ભાગે માતાજ છે. જો માતાજ બાળસ્વભાવથી તદ્દન અજ્ઞાત હોય, તો જેવી વર્તણુક બાળક સાથે રાખવી જોઈએ, તેવી વર્તણુક તે કેવી રીતે રાખી શકે ? પુખ્ત વયની અને અનુભવી માતાઓના કરતાં, જુવાન અને બિનઅનુભવી માતાઓને બાળસ્વભાવની માહિતી મેળવવાની વધારે જરૂર છે. દેશની ઉન્નતિનો આધાર તે દેશના લોકોના નીતિબળ ઉપર છે. નીતિબળની વૃદ્ધિનો આધાર યોગ્ય અને યોગ્ય પદ્ધતિએ અપાએલી કેળવણી ઉપર છે. બાળપણમાંની કેળવણીનો આધાર, ઘણે ભાગે, માતાના ઉપર છે. હવે જો માતાજ પોતાના બાળકના સ્વભાવથી અજ્ઞાત હોય, તો તે પોતાના બાળકને યોગ્ય કેળવણી કેવી રીતે આપી શકે ? દેશોન્નતિની તો આશાજ ક્યાંથી ?

પાંચથી સાત વર્ષની અંદર બાળકોને પ્રાથમિક શાળાઓમાં મોકલવ નો સાધારણ ચાલ જોવામાં આવે છે. આથી કુમળી વયનાં બાળકોને ઉછેરી મોટાં કરવાની જવાબદારી કેટલેક દરજ્જે બાળવર્ગના શિક્ષક ઉપર પણ રહેલી છે, તેથી **આ પ્રકારના સ્ત્રી કે પુરુષ**

**શિક્ષકવર્ગને બાળસ્વભાવની યથાર્થ સમજણ વિના ચાલેજ નહિ,** એ પણ ખુલ્લું છે. બાળકના સ્વભાવથી જાણીતા થવાથી, માનસિક શક્તિ કેળવવાનું, પરિમિત સ્પર્ધા ઉત્પન્ન કરવાનું, પ્રશંસા કરવાનું, ઠપકો દેવાનું કે શિક્ષા કરવાનુ કામ અત્યંત સરળ થઈ પડે છે. ખરા શિક્ષક થવાને માટે, બાળસ્વભાવનુ યથાર્થ અવલોકન અવશ્ય કરવું જોઈએ. શિક્ષણપદ્ધતિમાં જે ગંભીર ભૂલો કરવામાં આવે છે, તેનુ કારણ તપાસતા માલુમ પડે છે, કે તેવી ભૂલ કરનારા શિક્ષકો, ઘણુંકરી બાળસ્વભાવથી તદ્દન અજ્ઞાત હોય છે. જો બાળકનુ હિત કરવું હોય, જો કુટુંબની અને દેશની ઉન્નતિ કરવી હોય તો બાળસ્વભાવનુ અવલોકન કરો, અને તેમ કરી જે જે ખામીઓ બાળકમાં જોવામાં આવે, તે સુધારી, બાળકને નુતનતા દેશના દેશજન તરીકે જે અસંખ્ય ફરજો બજાવવાની છે તેને માટે લાયક કરો.

## बाळकनां वलण अने अनुवंशिक संस्कार.

બાળક જન્મે છે, ત્યારથીજ તેનામાં બીજરૂપે કેટલાક સદ્‌ગુણ અને કેટલાક દુર્ગુણ રહેલા હોય છે. સાધારણ રીતે બાળકનાં મૂળ વલણનો આધાર માબાપ તરફથી વારસામાં મળેલાં વલણની ઉપર છે. જો માબાપ સારાં હોય છે, તો ઘણે ભાગે બાળક પણ સારાંજ નીવડે છે. આ સાધારણ નિયમને અપવાદ પણ ઘણા જોવામાં આવે છે. બાળકમાં કેટલીક વખત બાપનાં તો કેટલીક વખત માનાં વલણ વિશેષ બહાર પડતાં જણાઈ આવે છે. ઘણાં બાળકમાં, માતા તેમજ પિતાનાં ઉત્તમ વલણનું મિશ્રણ થએલું હોય છે. એવા પણ દાખલા મળી આવે છે, કે બાળકનાં સ્વાભાવિક વલણ માતૃપક્ષ કે પિતૃપક્ષમાં

અગાઉ થઈ ગએલા કોઈ પણ માણસનાં વલણને મળતાં આવે છે. એવું પણ બને છે, કે બાળકમાં એકાએક અપૂર્વ લક્ષણ જોવામાં આવે છે. તેનાં લક્ષણને અપૂર્વ કહેવાનુ કારણ એટલુંજ કે બંને પક્ષમાં કેટલીક પેઢી સુધી આવાં લક્ષણનું અસ્તિત્વ શોધ્યુ જડતું નથી. આવાં અપૂર્વ લક્ષણ નાનપણથીજ જોવામાં આવે છે, તેથી આ લક્ષણ ઈશ્વરદત્ત છે, તેમ કહેવામાં કાંઈ વાંધો લાગતો નથી.

— —

## स्वाभाविक वलण अने खरी केळवणी.

અમુક અમુક સ્વાભાવિક વલણને દાબી દેવાનુ, કે તેને યોગ્ય નિયમમા રાખવાનુ, તેમજ કેટલાંક સ્વાભાવિક વલણને પુષ્ટિ આપવાનુ કામ કેળવણીનુ છે, તે આપણે કહી ગયા. કેળવણીનુ કામ નવીન શક્તિઓ ઉત્પન્ન કરવાનુ નથી, પણ સ્વાભાવિક વલણને સીધે રસ્તે દોરવાનું છે. આમ હોવાથી, જો બાળકનાં સ્વાભાવિક લક્ષણ ક્યાં ક્યાં છે, તે જાણવામાં ન હોય, તો ખરી કેળવણી કેમ આપી શકાય ? એટલું બને, કે ખરી કેળવણી આપવાનો ડોળ ઘાલી શકાય ખરો ! ! !

---

## बाळस्वभावथी जाणीता थवानां साधन.

બાળકનાં સ્વાભાવિક લક્ષણથી જાણીતા થવાના મુખ્ય બે રસ્તા છે. એક, તેઓનું જાતેજ અવલોકન કરવાથી, અને બીજું, તેઓના સ્વભાવ ઉપર લખાએલાં પુસ્તકો વાંચવાથી. જાતે અવલોકન કરવાથી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે સંગીન થાય છે ખરૂં; પરન્તુ જાતે તો અમુકજ સંખ્યાનું અવલોકન થઈ શકે. પુસ્તકો, કે જેમાં અનેક અનુભવીઓના અનુભવની નોંધ લેવામાં આવી હોય છે. તે દ્વારા થોડા

વખતમાં, થોડા પ્રયાસથી, વિશેષ લાભ મેળવી શકાય છે. ઉત્તમ રસ્તો એ છે કે પુસ્તકદ્વારા મેળવેલું જ્ઞાન, અનુભવથી મેળવેલા જ્ઞાન સાથે સરખાવવું, અને અનુભવથી મેળવેલા જ્ઞાનને પુસ્તકદ્વારા મેળવેલા જ્ઞાનનો ટેકો આપવો. જો આવી રીતે કરવામાં આવે, તો માબાપ તેમજ શિક્ષક બાળકોને યોગ્ય કેળવણી આપવા શક્તિમાન થાય, એ નિઃસંશય છે.

## बाळस्वभावनां लक्षणनी नोंध.

બાળસ્વભાવનાં ભિન્ન ભિન્ન લક્ષણની નોંધ લઈ, તેને પુસ્તકના રૂપમાં બહાર પાડવાનો ચાલ આપણા દેશમાં જોવામાં આવતો નથી. યુરોપ ખંડમાં પણ માત્ર બાળસ્વભાવનેજ લગતાં પુસ્તકો, પ્રાચીન કાળમાં લખાએલાં માલૂમ પડતાં નથી, તોપણ કેળવણીના વિષય ઉપર લખનારા વિદ્વાનોએ, કાયદા બાંધનારાઓએ, તેમજ કેટલાક કવિઓએ, કોઈ કોઈ જગ્યાએ બાળસ્વભાવ ઉપર થોડુંઘણું વિવેચન કર્યું જણાય છે ખરૂં. બાળસ્વભાવનું અવલોકન કરી, તે વિષય ઉપર સંપૂર્ણ શ્રમ લઈ, યથાસ્થિત વર્ણન જર્મન લેખકોએ કરેલું દેખાય છે, તેથી આ પ્રકારના જ્ઞાનને યથાક્રમ મૂકવાનું માન તે કુશળ પ્રજાને ઘટે છે. તે અદ્‌ભુત દેશના કેટલાક વિદ્વાનો જેવા કે પ્રોફેસર કસમોલ, પ્રોફેસર પ્રેયર, સીગીસમન્ડ, ગસ્ટેવ લીન્ડર, ગૈન્ઝમર, ડૉક્ટર ફ્રીડમેન, વગેરેએ અથાગ શ્રમ લઈ, રાતદિવસના ઉજાગરા વેઠી, જ્ઞાન મેળવવા ખાતર પોતાના સુખનો ભોગ આપી, આવું ઉત્તમ કાર્ય પાર પાડયું છે. આ લેખકો ઉપરાંત પેસ્ટાલોઝાઈ અને ફ્રબલ, જેનાં અમર નામ આપણા દેશમાં હાલ ગાજી રહ્યાં છે, તેઓએ પણ અનહદ સંકટ વેઠી, બાળસ્વભાવનું સૂક્ષ્મ અવલોકન કરેલું છે. ફ્રાન્સ દેશમાં પ્રખ્યાત રૂસોએ બાળસ્વભાવનું ઘણી બારીકીથી નિરીક્ષણ કરેલું જણાય છે, અને તે ઉપરાંત 'જ્યોર્જ

સેન્ડ' નામ ધારણ કરી, એક ફ્રેન્ચ સ્ત્રીલેખકે, બાળસ્વભાવનાં લક્ષણોનો ભંડાર આપણી સમક્ષ રજુ કર્યો છે. ઇંગ્લાંડમાં સુપ્રખ્યાત ડાર્વિને, તેમજ માનસશાસ્ત્રના ઉત્તમ લેખક પ્રોફેસર સલીએ, ઉત્તમ અને સ્તુત્ય પ્રયાસો કરેલા છે. ઇટલીમાં પી. લોમ્બ્રોએ, અને યુનાઇટેડ સ્ટેટસમાં ડૉક્ટર સ્ટૅન્લી હૉલ, મિસ શીન, વગેરેના પ્રયાસો ફલીભૂત થયા છે.

---

## बाळस्वभावनुं अवलोकन करवामां पडती अडचणो.

બાળસ્વભાવનું અવલોકન કરવું સહેલ નથી, કેમકે પુખ્ત વયનાં મનુષ્યે, અનુભવ વિનાના બાળકની સ્થિતિમાં મુકાવું, એ અત્યંત કઠિન છે પુખ્ત વયનાં મનુષ્યે જે જે અનુભવ મેળવેલા હોય છે, અને તેથી તેના મગજના તન્તુઓમાં, ને માનસિક બળમાં, જે જે ફેરફાર થએલા હોય છે, તે જાણે કે થએલાજ નથી, એમ ધારી કામ કરવું અત્યંત કઠિન થઈ પડે છે. કલ્પનાશક્તિ અને તર્કશક્તિની મદદ વડે ઘણું થઈ શકે છે, છતા પોતાના ઉપર પડેલા સંસ્કારની ઉંડી છાપ ભૂંસી નાખી બાળકની સાથે બાળક થવું, તેના સ્વભાવની સાથે પોતાનુ ઐક્ય કરવું, અને દરેક રીતે પોતે બાળકની યથાસ્થિત સ્થિતિમાં મુકાવું, એ કાંઈ જેવું તેવું કામ નથી. બાળસ્વભાવ ગૂઢ અને ચળ હોવાથી, તેને સમજવામાં સૂક્ષ્મ અવલોકનશક્તિ ઉપરાંત, કલ્પનાશક્તિ, વિચારશક્તિ અને તર્કશક્તિની ઘણી જરૂર પડે છે. આ શક્તિઓ દરેક મનુષ્યમાં સરખા પ્રમાણમાં જોવામાં આવતી નથી, તેથી જે જે મનુષ્યમાં આ શક્તિઓ સારી રીતે કેળવાએલી હોય છે, તે તે મનુષ્ય આવા કામને માટે વધારે લાયક છે. વળી બાળસ્વભાવની નિરીક્ષા કરતી વેળા, બાળકનો પોતાનોજ સ્વભાવ અવલોકનમાં મદદ કરવાને બદલે,

વિઘ્નરૂપે આડો આવે છે. કારણ કે બાળકો શરમાળ હોવાથી પોતાની ખરી લાગણીઓ અને પોતાના ખરા વિચારો, પુખ્ત વયનાં મનુષ્ય આગળ, દર્શાવતાં નથી. અવલોકન કરનારનું ધ્યાન આ બાબત ઉપર રહેતું નથી, તો બાળસ્વભાવનુ ખરૂં સ્વરૂપ સમજવાને બદલે, તેના સ્વભાવ વિષે, તદ્દન વિરુદ્ધ મત બાંધી દેવાનો પ્રસંગ આવે છે. બાળ-સ્વભાવને તેના શુદ્ધ સ્વરૂપમાં સમજવા માટે, આસપાસની જે જે અસર બાળક ઉપર થએલી હોય છે, તે તે અસરનો નિષેધ કરવાની પૂરી આવશ્યકતા છે, કારણ કે મૂળ સ્વભાવ અને આસપાસની સ્થિતિને લીધે ફેરફાર થએલા સ્વભાવમાં ઘણો તફાવત છે. વિશેષત બાળસ્વ-ભાવનું અવલોકન કરનારમાં નીચે આપેલા ગુણ અવશ્ય હોવા જોઈએ.

૧. બાળકની તરફ દયા અને પ્રેમની દૃષ્ટિથી જોવાને માટે અતિ કોમળ હૃદય. ૨. ઉત્તમ વિવેકશક્તિ. ૩. અડગ ઉદ્યમ.

૪. તીવ્ર કલ્પનાશક્તિ. ૫. ઉત્સાહ.

બાળસ્વભાવને સમજવામાં, અવલોકન કરનારને પોતાની બાળ-પણની સ્થિતિનું સ્મરણ રહેવું ઘણું જરૂરનું છે. આ ઉપરાંત, માનસ-શાસ્ત્રના મુખ્ય નિયમો જાણવાની પણ તેટલીજ આવશ્યકતા છે. નિય-મો જાણવા, એ બસ નથી. પણ તેજ નિયમો, બાળસ્વભાવ જાણવામાં, કેવી રીતે કામે લગાડવા. તે સમજવાની જરૂર છે. ઉપરનાં ટુંક વિવેચન ઉપરથી ખુલ્લી રીતે સમજાય છે, કે બાળસ્વભાવનુ અવલોકન કરવું એ સહેલ નથી.

# બુદ્ધિવિભાગ.

## જન્મ પહેલાં અને જન્મ પછી બાળકની જ્ઞાનેન્દ્રિયોની સ્થિતિ.

કાળા માથાનું માનવી શું ન કરે? તરતનાં જન્મેલાં બાળક ઉપર પણ પ્રયોગ કરતાં જર્મન લોકોએ, આંચકો ખાધો નથી. પ્રો. પ્રેયરે પોતાનાજ છોકરા ઉપર આ પ્રમાણે અસંખ્ય પ્રયોગો કર્યા છે. આ પ્રયોગોને આધારે બાળકની, જન્મ પહેલાં ને જન્મ પછીની જ્ઞાનેન્દ્રિયોની સ્થિતિ કેવી હોય છે, તે વિષેની ટુંક હકીકત અહિં આપેલી છે. જન્મ પહેલાં ગર્ભસ્થાનમાં બાળક હોય છે, ત્યારે તેજ અને અંધકાર વચ્ચેનો ભેદ, તે સમજી શકતું હોય તેમ લાગતું નથી, તોપણ જેવો જન્મ થાય છે, કે તરતજ પ્રકાશ અને અંધકાર વચ્ચેનો ભેદ તે બાળક સમજવા લાગે છે. જન્મ પહેલાં વાસનુ ભાન બાળકને હોતું નથી, પણ જન્મ પછી તીવ્ર વાસવાળા પદાર્થ ( હીંગ, વગેરે ) ની અસર તેના ઉપર થતી જોવામાં આવે છે. ગર્ભસ્થાનમાંહેનું બાળક સાંભળી શકતું નથી; જન્મ્યા પછી કેટલાક કલાકે ( પણ અર્ધા કલાક પછી સાંભળી શકે છે ) કઠોર અને મોટા નાદની અસર તેના ઉપર થાય છે. જન્મ્યા પહેલાં સ્વાદનુ પણ ભાન તેને હોય તેવું લાગતું નથી; પરન્તુ જન્મતાંજ બાળક મીઠા પદાર્થ તરફ ભાવ અને કડવા પદાર્થ તરફ અભાવ દર્શાવે છે. ગર્ભસ્થાનમાં માત્ર સ્પર્શનીજ અસર બાળકને થતી હોય તેવું જણાય છે.

---

## બાળકનાં પહેલાં સાત વર્ષ.*

જેમ જેમ શરીરને પુષ્ટિ મળતી જાય છે, તેમ તેમ માનસિક શક્તિઓ પણ ક્રમે ક્રમે ખીલતી જાય છે. પહેલા વર્ષની અંદર અને

* જ્યાં જ્યાં બાળક શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે, ત્યાં ત્યાં પહેલાં સાત વર્ષની વયની અંદરનું બાળક એવો અર્થ લેવાનો છે.

તેની આખર સુધી, બાળક જે કાંઈ કરે છે, તે પ્રેરણાથી (Instinct) કરતું હોય તેમ જણાય છે. બીજા વર્ષની શરૂઆતથી તે સાતમા વર્ષના અંત સુધી, બાળકને હુંપણાનુ સહેજ ભાન આવે છે. કુતૂહલ, સ્મરણ-શક્તિ અને કલ્પનાશક્તિનું પ્રાધાન્ય જોવામાં આવે છે. આજ વખતમાં અવલોકનશક્તિ, વિચારશક્તિ, અને તર્કશક્તિ, નિર્બળ છતાં બીજરૂપે દેખાય છે. કાંઈ પણ ઉદ્દેશ વિનાનું રમતીઆળપણું, તેમજ નીતિના કાનુનોને અનુસરવાનું વલણ, આ છ વર્ષમાં ખુલ્લી રીતે જણાઈ આવે છે, અને પહેલાં ત્રણચાર વર્ષમાં ઉભરાઈ જતો લાગણીઓનો જુસ્સો ક્રમે ક્રમે નરમ પડતો દેખાય છે.

આ લક્ષણો, સર્વ સ્થળે ને સર્વ કાળમાં, બાળકોમાં સામાન્ય છે. હવે બાળકનાં ભિન્ન વલણનું જરા વધારે વિવેચન કરીશુ.

---

## बाळकमां कुतूहल अने जिज्ञासा.

નવા નવા પદાર્થો જોવાથી, બાળક અચંબો પામે છે. આજ અચંબો તેની બુદ્ધિવર્ધક છે. અચંબો પામેલું તદ્દન નાનુ બાળક, નવીન વસ્તુ તરફ તાકીને જોઈ રહે છે; પરન્તુ જ્યારે તેને ભાષા-જ્ઞાન થાય છે, ત્યારે તે વિસ્મય પામી બેસી રહેતું નથી, પણ આશ્ચર્ય-જનક પદાર્થ વિષે પૃછપરછ કરવા લાગે છે, અને આવી રીતે જિજ્ઞા-સાની શરૂઆત થાય છે.

પ્રો. પ્રેપર કહે છે, કે મારો સાડાપાંચ મહિનાનો છોકરો, જ્યારે હું ગાડીમાંથી ઉતરી, થોડીવાર પછી પાછો ગાડીમાં બેઠો, ત્યારે મારા સામુ અચંબો પામી જોઈ રહ્યો. મૂળની સ્થિતિમાં જરા પણ ફેરફાર થાય છે, કે બાળકનુ ચિત્ત નવી સ્થિતિ તરફ દોરાય છે.

## बाळकनी अवलोकनशक्ति.

બાળકમાં રમતીઆળપણું તેમજ ગાંભીર્ય (અવલોકન કરતી વેળા જે ગાંભીર્ય ધારણ કરવું પડે છે તે) જોવામાં આવે છે. મી० ગ્રેટ હાર્ટનો મત એવો છે, કે બાળકમાં રમતીઆળપણાના ગુણ કરતાં, ગાંભીર્ય વધારે બહાર પડતું છે. જેવો અનુભવ તેવો મત બંધાય છે, પણ એટલું તો નક્કી છે, કે ઘણાંખરાં બાળકમાં આ બને વિરુદ્ધ વલણ વારાફરતી સત્તા ભોગવે છે. અમુક બાળકમાં કઈ જાતનું વલણ રમવાનું કે અવલોકન કરવાનું—બળવત્તર છે, તેનો આધાર પૂર્વ સંસ્કાર તેમજ આસપાસની સ્થિતિ ઉપર રહે છે. બાળકનું લક્ષ રમત તરફ હોતું નથી, ત્યારે વસ્તુ અને તેના અવયવના ગુણનું અવલોકન કરવા તરફ હોય છે. અવલોકન કરતી વેળા, બાળક ગંભીર દેખાય છે, કારણ કે તે વખતે તે એકચિત્ત હોય છે. જેટલા પ્રમાણમાં, બાળકનું ધ્યાન, પદાર્થ અને તેના અવયવના ગુણનું અવલોકન કરવામાં સજ્જડ ચોટેલું હોય છે, તેટલા પ્રમાણમાં તે પદાર્થનું યથાર્થ ભાન તે બાળકને થાય છે. બાળક લાંબા વખત સુધી એકચિત્ત રહી શકતાં નથી, ને રમત તરફ એકદમ વળી જાય છે, તેથી વસ્તુના દરેક ભાગનું યથાર્થ અવલોકન તેઓ કરી શકતાં નથી. પદાર્થના રંગનું અવલોકન કરતાં તેના આકારનું અવલોકન કરતાં ભુલી જાય છે, અને જો આકારનું અવલોકન કરે છે, તો તે પદાર્થના કદનું અવલોકન કરતાં ચૂકી જાય છે. આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે, કે બાળકની અવલોકનશક્તિ એકપક્ષીય છે, ને તેથી ખામીભરેલી છે.

સાધારણ નિયમ એવો છે, કે બાળકની અવલોકનશક્તિ ધ્યાનના પરિપાક સાથે ધીમે ધીમે, પરિપકવ થતી જાય છે. ઈશ્વરદત્ત બુદ્ધિવાળાં બાળકની આ શક્તિ પ્રથમથીજ ઘણી તેજ હોય છે, પણ આવા

દાખલાઓ માત્ર અપવાદરૂપે છે. કલાકના કલાક સુધી, નાની વયનો પ્રખ્યાત જૉન રસ્કીન, વહેતા પાણીમાં, જે જે ભિન્ન ભિન્ન અને અતિસૂક્ષ્મ વિકારો થતા હતા, તે તે ફેરફારનું સૂક્ષ્મ રીતે અવલોકન કરી શકતો હતો.

## जुदां जुदां बाळकोमां जुदां जुदां वलण.

કેટલાંક બાળકો સ્વભાવથીજ અમુકજ ચીજનું અવલોકન કરવા તરફ દોરાય છે. કેટલાંકને રંગનું તો કેટલાંકને આકારનું અવલોકન કરવું ગમે છે. પ્રાતઃકાળમાં ફરવા જનારાં કેટલાંક બાળકમાંથી, એકનું ચિત્ત સોનેરી રંગનું આકાશ નિહાળવામાં રોકાએલું હોય છે, તો બીજાનું ધ્યાન આસપાસના ખેતરમાં ઉગેલા લીલા છોડ તરફ ગએલું હોય છે. જ્યારે ત્રીજાનું ચિત્ત પક્ષિના મધુર નાદ સાંભળવામાં મગ્ન હોય છે, ત્યારે ચોથાનું ચિત્ત પવનની લહેરથી ઝુલતાં, પણ એકલાં પડી રહેલાં પુષ્પનું અવલોકન કરવામાં ચોંટેલું હોય છે. આવી રીતે, એકજ સ્થળમાં, જુદાં જુદાં બાળકો, જુદી જુદી ખૂબી નિહાળે છે તેનું શું કારણ? કારણ એટલુંજ કે તેઓનાં સ્વાભાવિક વલણ જુદાં જુદાં છે.

## अवलोकनशक्तिनुं ओछुंवत्तुं प्रमाण.

દેશદેશનાં બાળકોની તેમજ એકજ દેશના જુદા જુદા પ્રાંતમાં બાળકોની અવલોકનશક્તિમાં ફેર હોય છે, એટલુંજ નહિ પણ જુદાં જુદાં કુટુંબનાં અને એકજ કુટુંબનાં જુદાં જુદાં બાળકોની અવલોકન-શક્તિમાં પણ તફાવત જોવામાં આવે છે. અવલોકનશક્તિમાં ફેર હોવાનાં મુખ્ય ત્રણ કારણ છે, જે નીચે આપેલાં છે.

૧. વારસો.
૨. અવલોકનશક્તિની કેળવણીમાં તફાવત.
૩. અવલોકનશક્તિ વાપરવાનો ઓછોવત્તો પ્રસંગ.

ઇંગ્રેજ લોકોનાં બાળકોની અવલોકનશક્તિ આપણા દેશનાં બાળકોની તે શક્તિ કરતાં વધારે બળવત્તર હોય છે એમ કહેવામાં આવે છે. આમાં ઘણું સત્ય સમાએલું લાગે છે. આ ફેર પડવાનુ કારણ કેળવણીનોજ—ઘરમાં અપાતી કે નિશાળમાં અપાતી—તફાવત છે. ઇંગ્રેજ લોકો પોતાનાં બાળક બુદ્ધિશાળી નીકળે, માટે નાનપણથીજ તેની અવલોકનશક્તિ કેળવે છે. જુદે જુદે સ્થળે બાળકોને લઈ જઈ, જુદી જુદી વસ્તુઓ તરફ તેઓનુ ધ્યાન ખેચી, બને તેટલી સરળતાથી તેઓની મુસ્કેલીઓ અને શંકા દૂર કરી તેઓનામાં પૂછપરછ કરવાનાં, પદાર્થની રચના બારીકીથી નિહાળવાનાં, અને કાર્યનુ કારણ શોધી કાઢવાનાં બીજ રોપે છે.

આપણા દેશનાં બાળકો પણ તેવાંજ નીકળે; માત્ર માબાપે અને શિક્ષકે ખંતથી ઉદ્દેશપૂર્વક પ્રયાસ કરવાની જરૂર છે.

---

## बाळकनी अवलोकनशक्ति केम केळववी ?

બાળકનો સ્વભાવજ છે, કે દરેક નવીન વસ્તુને હાથમાં પકડી જોવી તેમને ગમે છે. બાળકની અવલોકનશક્તિ કેળવવા, તેની જિજ્ઞાસા સંતોષવા, નવીન વસ્તુ તેના હાથમાં તપાસવા આપવાને બદલે, માબાપ અને શિક્ષક, તેના હાથમાંથી નવીન વસ્તુને ખૂંચી લે છે. આમ કરવું ભૂલભરેલું છે, કારણ કે નવીન વસ્તુનો સ્પર્શ કરી, તેના ગુણ જાણવાનું, દરેક બાળકમાં સ્વાભાવિક વલણ હોય છે. સંભાળ

માત્ર એટલીજ રાખવાની, કે કિંમતી અથવા ફૂટી જાય તેવી વસ્તુનુ અવલોકન, બાળક પાસે પોતે હાજર રહી કરાવવું, અથવા તેવી વસ્તુને પોતાનાજ હાથમાં રાખી, તેના જુદા જુદા ભાગનુ અવલોકન કરવા તરફ બાળકનુ ધ્યાન ખેંચવું.

બાળકોને નાનપણુમાં રમવા માટે જે રમકડાં આપવામાં આવે છે તેમાં ઘણું ડહાપણ સમાએલુ છે. બાળકને રમકડાં જોવાથી–તપાસવાથી–તેને પછાડવાથી, ભાગવાથી અનેક જાતના લાભ થાય છે. બાળકને જે વસ્તુઓ રમવાને આપવી તે કઠણ તેમજ પોચી, ધાર વિનાની, રંગબેરંગી અને જુદા જુદા આકારની હોય તો વધારે સારૂં.

બાળકને કાચા રંગની અથવા તો ધારવાળી વાગી જાય તેવી વસ્તુઓ રમવા આપવી નહિ. કાચની ચીજો કરતાં રબર, દાંત કે લાકડાનાં રમકડાં આપવામાં આવે તો વધારે સારૂં.

બીજુ જે રમકડાં આપવાં તે કોઈ જાતનુ કુતૂહલ ઉત્પન્ન કરે તેવાં હોય તો વધારે સારૂં. કમાનથી કે બીજી કોઈ યુક્તિથી ચાલતાં પ્રાણીઓ, જાતજાતની ગાડીઓ, ચીંચીં બોલતી પુતળીઓ, બાળકોનુ કુતૂહલ ઉત્પન્ન કરવાનાં સારાં સાધનો છે. તેવાં રમકડાથી તેઓને વિશેષ આનંદ થતો જણાય છે.

અવલોકન કરવાની વસ્તુ રસ ઉપજાવે તેવી હોવી જોઈએ. ઝીણી વસ્તુ કરતાં મોટી વસ્તુનુ અવલોકન કરવું બાળકને વધારે સુગમ પડે છે, તેથી ઘણે ભાગે પ્રથમ તો તેની પાસે મોટી વસ્તુઓનુંજ અવલોકન કરાવવું. રંગ વિનાના કરતાં રંગવાળા, અને તેમાં પણ ઘેરા રંગવાળા, પદાર્થો નિહાળવા બાળકને ગમે છે, તેથી અવલોકનશક્તિ કેળવતાં જેમ બને તેમ ઘેરા રંગવાળા પદાર્થો વાપરવા. નવીન વસ્તુઓ એકઠી કરી, તે તરફ બાળકનુ ધ્યાન ખેંચવામાં અને તે તે વસ્તુ

સંબંધે જે જે પ્રશ્ન બાળક તરફથી પૂછવામાં આવે, તેનુ સમાધાન કરવામાં કાળજી રાખવી. બાળકોની જિજ્ઞાસા, ( વસ્તુનાં નામ તેના ગુણદોષ, વગેરે જાણવાની ઇચ્છા ) પૂરી પાડવામાં આવે, તેના ઉત્સાહ અને કુતૂહલ માટે તેની યોગ્ય પ્રશંસા કરવામાં આવે, તો અવલોકનશક્તિ કેળવવાનુ કામ કેટલું સરળ થઈ પડે ! ઘરમાં કે નિશાળમાં, અથવા તેની બહાર, અવલોકન કરવાના પદાર્થ તરફ બાળકનુ ધ્યાન ખેંચવું, જેમકે—'પેલી વસ્તુ જો; તે કેવી દેખાય છે?' તે એવી કેમ દેખાતી હશે?' જેમ શરીરમાંના અવયવ કસરતથી મજબુત થાય છે, તેમ અવલોકનશક્તિ પણ કસરતથી વધારે કેળવાય છે. શિકારીની નજર ટેવથી કેટલી બધી તીવ્ર બનેલી હોય છે! તે પોતાનો શિકાર દૂર હોવા છતા ઓળખી કાઢે છે. જો આપણે શિકારીની સાથે ફરવા ગયા હોઈએ, ને તે આપણને કહે કે, કે "જુવો સામેના ખેતરમાં ડાબી બાજુની વાડમા પેલું સસલું ભરાઈ બેઠું છે." આપણે બતાવેલી દિશામાં ઘણાં ફાંફાં મારીએ છીએ, છતાં ખેતર ને વાડ સિવાય આપણને બીજુ કંઈ દેખાતું નથી. ઈશ્વરે આપણને અને શિકારીને બંનેને આંખો આપેલી છે, બંનેની આંખો અવલોકન કરી શકે તેવી સ્થિતિમાં છે, છતાં એટલો બધો ફેર કેમ? જે ફેર છે, તે માત્ર અવલોકનશક્તિની કેળવણીમાંજ ફેર છે.

---

## સ્મરણશક્તિ.

સ્મરણશક્તિથી ગત અનુભવની–પદાર્થ, વિચાર, લાગણી, વગેરેની–છાપ પાછી તાજી ખડી થાય છે. તદ્દન નાનાં બાળકો એવી છાપ પાછી ખડી કરી શકતાં નથી, કારણ કે તે વખતે તેઓના જ્ઞાનતંતુ ઘણા નિર્બળ હોય છે; બીજું નાનાં બાળકોને કાળ–વખત–નો ખ્યાલ

હોતો નથી. જેમ જેમ તેઓ મોટાં થતાં જાય છે, તેમ તેમ તેઓને ભૂત અને ભવિષ્ય કાળનો ખ્યાલ આવતો જાય છે. જ્યાંસુધી બાળકને 'પોતાપણાનું' અને 'કાળનુ' ભાન હોતું નથી, ત્યાંસુધી તેઓને ગત અનુભવનું સ્મરણ પણ થઈ શકતું નથી.

---

## बाळकोनी स्मरणशक्ति.

બાળકોની સ્મરણશક્તિ, વિચારશક્તિ કે તર્કશક્તિ કરતાં વધારે તીવ્ર હોવાનુ શુ કારણ? શારીરિકશાસ્ત્રના (Physiology) અધ્યયનથી સિદ્ધ થાય છે, કે મગજમાં દરેક શક્તિના જુદા જુદા તંતુઓ રહેલા હોય છે.* આ તંતુઓને બળવાન થવામાં ઓછાવત્તો વખત લાગે છે. બાળકના જન્મ પછી, વિચારશક્તિ અને તર્કશક્તિના તંતુઓ સંપૂર્ણતાને પામવા ઘણો વખત લે છે, તેથી જુદી જુદી શક્તિઓના તંતુઓ, બાળકની કેટલી કેટલી વયે શક્ત થાય છે, તે બાળકના ઉછેરનારે જાણવું જોઈએ. જન્મ પછી, જોવાથી અને સાંભળવાથી, દૃષ્ટિ તેમજ કર્ણેન્દ્રિયના તંતુઓની પ્રથમની સ્થિતિમાં ફેર થતો જાય છે. વિચાર અને તર્કશક્તિના તંતુઓ કરતાં, સ્મરણશક્તિના તંતુઓ પહેલાં મજબુત થાય છે, અને તેથી સ્મરણશક્તિ પોતાનું કાર્ય બીજી શક્તિઓના કરતાં પહેલાં કરી શકે છે. ઉપર દર્શાવેલાં કારણથી બાળકની સ્મરણશક્તિ નાની વયમાં વધારે તીવ્ર હોય છે.

---

* માદા પડવાથી અગર પડી જવાથી કે ઘા લાગવાથી મગજના જે ભાગને ઇજા થાય છે, તે ભાગથી પૂર્વવત્ કાર્ય થઇ શકતું નથી. આથી સમજાય છે, કે મગજના જુદા જુદા ભાગનાં કાર્ય પણ નિરાળાં હોય છે.

## નબળી સ્મરણશક્તિને કેળવવી જોઈએ.

જેમ શરીર કસરતથી સુધરે છે, તેમ સ્મરણશક્તિ પણ કસરતથી સુધરે છે; પરન્તુ આ સુધારો ધીમે ધીમે કરવા સભાળ રાખવાની જરૂર છે. બાળકની સ્મરણશક્તિ નબળી છે, તેવું જાણતાં છતાં કેટલાક શિક્ષક તે શક્તિને સુધારવાને બદલે, તેને નિર્બળ ને નિરુપયોગી ગણી, પડતી મૂકે છે,[1] તે કેવી દુઃખદ અને શોચનીય બાબત છે. ! ! ખરી કેળવણી આપનારનું કામ નિર્બળ શક્તિને શક્ત કરવાનુ છે. તેને પડતી મૂકવાનુ નથી. જેમ માળી, ઝાડનો બધો રસ ચૂસી લેનાર ડાળાંને કાપી નાંખે છે, અને તે તરફ આવતું પોષણ, ભૂખે મરતી ડાળીઓ તરફ વાળે છે, તેમ શિક્ષકે પણ કરવાનુ છે. જે શક્તિઓ બહુ તેજ હોય તેને જરા દબાવતા રહેવું, અને તે શક્તિને દબાવી દેવાથી, વધી પડેલા ચૈતન્યને નિર્બળ શક્તિને સતેજ કરવા તરફ વાળવું.

---

## સ્મરણશક્તિના કાનુન.

સ્મરણશક્તિના મુખ્ય ત્રણ કાનુન છે. ૧. મગજને લગતો, ૨. ત્વરાથી અને તાદૃશ સ્મરણ થાય, માટે સચોટ જ્ઞાન ગ્રહણ કરવાની પદ્ધતિને લગતો, અને ૩. ગત અનુભવનું સ્મરણ કરાવનારી સૂચક યુક્તિઓને લગતો.

૧. [2]સારી સ્મરણશક્તિનો આધાર મગજની બળવાન અને તંદુરસ્ત સ્થિતિ ઉપર રહેલો છે.

---

૧. આપણા દેશના શિક્ષકો તે શક્તિ ઉપર હદ ઉપરાત બોજો મૂકતા કહેવાય છે. ૨ જુઓ પરિશિષ્ટમાં " બાળક અને તેનું મગજ."

જ્યારે મગજનાં 'નર્વ-સેલ્સ' (જ્ઞાનતંતુઓનાં ઘર) ચૈતન્યવાળાં હોય છે, ત્યારે ગત અનુભવની છાપ તાદશ અને ત્વરાથી પાછી ખડી થાય છે, અર્થાત્ વસ્તુ કે વિચાર સંબંધીનુ સ્મરણ સહેલાઈથી, જલદીથી અને તાદશ થાય છે. જ્યારે અતિશય કામને લીધે કે થાકને લીધે મગજનાં 'નર્વ-સેલ્સ' નિર્માલ્ય થઈ ગયાં હોય છે, અથવા નિર્બળ 'સેલ્સ'ને લીધે માથાનો દુઃખાવો ઉપડે છે ત્યારે ઘણો પ્રયાસ કરતાં છતાં પણ ગત અનુભવનું સ્મરણ જેવુંતેવુંજ થાય છે. માથા ઉપર ઘા કે ફટકો લાગવાથી મગજની સ્થિતિ એવી થઈ જાય છે, કે થોડા દિવસ ઉપર બનેલી વાત પણ યાદ આવતી નથી.

સ્મરણશક્તિને કેળવવા માટે પ્રથમ પગથીયું એ છે, કે મગજને શુદ્ધ અને પચી શકે તેવા ખોરાકથી, સ્વચ્છ હવાથી, ઘણો શ્રમ ન પડે તેટલી અને જુદી જુદી જાતની રચના તેમજ ચાંચલ્ય વધારનારી કસરતથી, તેમજ પુરતી ઉંઘથી-તંદુરસ્ત અને બળવાન રાખવું.

બીજો કાનુન સંગીન જ્ઞાન મેળવવાને લગતો છે. જેમ મેળવેલું જ્ઞાન સંગીન તેમ તેનુ સ્મરણ પણ તાદશ. +**સંગીન જ્ઞાન મેળવવા માટે જે જે નિયમો છે** તે તે નિયમોનો આમાં સમાવેશ થઈ જાય છે.

૧. ધ્યાનપૂર્વક બધા ભાગોનુ બરાબર બારીકીથી અવલોકન કરવું.

૨. જે કંઈ જોવાનુ કે કરવાનુ હોય તે ફરી ફરી જોવું કે કરવું. (પુનરાવર્તન).

૩. પદાર્થનું અવલોકન બરાબર અને હોંસથી થાય માટે તે પદાર્થ રસ ઉપજાવે તેવો જોઈએ.

---

+ નિયમો માટે જુઓ પરિશિષ્ટ.

ત્રીજો કાયદો ગત અનુભવનું સ્મરણ કરાવનારાં બીજાં સાધનો સંબંધેનો છે. પાંચ જુદી જુદી રીતિથી ગત અનુભવનું સ્મરણ સહેલથી થઈ શકે છે.

अ. **એક જાતના**-રૂપ, રંગ, ગંધ, સ્વાદ, વગેરે-**ગુણોમાં મળતા આવતા પદાર્થો** એક બીજાનું સ્મરણ કરાવવામાં સહાયભૂત થાય છે. આપણા મિત્રને મળતા આવતા માણસને જોઈ આપણને આપણા મિત્રનું સ્મરણ થઈ આવે છે. આપણા ઘરને મળતું બહુ ઉચું નીચું કે ઝાડની ઘટામાં આવેલું કોઈનું ઘર જોવાથી આપણા ઘરનું સ્મરણ થાય છે. અમુક જાતનું ગાયન સાંભળવાથી ઘણા વખત પહેલાં અને ઘણે દૂર આવેલા સ્થળે સાંભળેલા ગાયનનું સ્મરણ થાય છે. અમુક જાતની વાસ આવવાથી પોતાના બગીચાના ફૂલની વાસનું સ્મરણ થાય છે. એક જાતના વિચાર અને એક જાતની લાગણીઓ પણ અન્યોન્યનું સ્મરણ કરાવે છે.

ब. **વિરુદ્ધ ગુણવાળા પદાર્થો** પણ એકબીજાનું સ્મરણ કરાવવામાં ઘણી મદદ કરે છે. અંધારાથી અજવાળાનું, કાળા રંગથી ધોળાનું, દુઃખને લીધે સુખનું, ઠોઠ છોકરાથી હોશિઆરનું, નીચાથી ઉંચાનું, અને અનીતિથી નીતિનું સ્મરણ થાય છે.

क. **સાન્નિધ્ય**-એ કે વધારે વસ્તુઓ, વિચાર કે લાગણીઓ સંનિદ્ધ હોવાથી એક બીજાનું સ્મરણ કરાવવામાં મદદ કરે છે. ગંગા નદીથી બનારસ કે વિશ્વનાથ મહાદેવનું, જુન્નરના કિલ્લાથી શિવાજીનું, તાજમહાલથી શાહજહાનનું, સતી થવાના ચાલથી લૉર્ડ વિલ્યમ બેન્ટિકનું, વૉટરલૂની લડાઈથી નેપોલીઅન બોનાપાર્ટ કે ડ્યુક ઑાવ્ વેલિંગટનનું, અને એક સાલમાં બનેલા

એક બનાવને લીધે તેજ સાલમાં બનેલા બીજા બનાવોનું, સ્મરણ થાય છે. આ જાતના અનેક દાખલાઓ દરેક પોતપોતાના અનુભવ ઉપરથી આપી શકશે.

૮. **પરસ્પરાશ્રિત અનુભવ**—જે પદાર્થો કે વિચાર એક બીજા ઉપર આધાર રાખતા હોય છે, અને તે બેમાંથી એકજ દૃશ્ય હોય તો બીજાનું પણ તેની સાથેજ સ્મરણ થાય છે. ધુમાડો જોવાથી અગ્નિનું, બ્રિટિશ વાવટો જોવાથી બ્રિટિશ રાજ્યની સત્તાનુ, અમુક શબ્દ સાંભળવાથી જે વસ્તુસૂચક તે શબ્દ હોય તે વસ્તુનું સ્મરણ થાય છે.

૯. **પદાર્થનો અમુક ગુણ બીજા ગુણનું સૂચન કરે છે** ધોળો રંગ પવિત્રતાને, પાણીનો પ્રવાહ કાળગમનને, લાલ રંગ ક્રોધને અને કાળો રંગ શોકને સૂચવે છે.

---

## गोखणपट्टी.*

સંસ્કૃત શાળાઓમાં શાસ્ત્રી, વ્યાકરણનાં સૂત્રો તેમજ બીજા કઠિન પાઠ કે શ્લોક, બાળક વિદ્યાર્થી પાસે ગોખાવતા માલૂમ પડે છે. તેમજ આંક, વગેરે ગોખાવવાનો ચાલ પણ આપણા દેશની શાળાઓમાં સામાન્ય છે. આ પદ્ધતિમાં કેટલે દરજ્જે ડહાપણ સમાએલું

* [ 'વસન્ત' માસિકમાં પ્રગટ થએલા રા. રા. નરસિંહરાવના "બાળસ્વભાવ" ઉપરના અવલોકનમાંથી નીચેનો ઉતારો ઉપયોગી અને મારા "ગોખણપટ્ટી" ના લખાણને પુરવણીરૂપે હોવાથી અહિં આપ્યો છે. નોંધણી મારી પોતાની છે. કર્તા. ]

છે તે આપણે તપાસીએ. માનસશાસ્ત્રનો ( Psychology ) અગત્યનો કાનુન એવો છે, જે નાની વયમાં બાળકને પદાર્થનું સંપૂર્ણ જ્ઞાન થવું અશક્ય છે અને બાળકના જ્ઞાનની સ્થિતિ અસ્પષ્ટ અને અનિશ્ચિત હોય છે. જેમ બાળક વયમાં વધે છે, તેમ તે અનુભવ મેળવે છે, અને જેમ જેમ તેની બીજી શકિતઓ ખીલતી જાય છે, તેમ તેમ પ્રથમનું અસ્પષ્ટ અને અનિશ્ચિત જ્ઞાન, સ્પષ્ટ અને નિશ્ચિત થાય છે. મોટી વયે યાદ રાખવું કઠિન પડે છે, તેથી સ્મરણશક્તિ બળવાન હોય, ત્યારે અમુક અમુક બાબતોનું, અને **અમુક હદમાં**

---

"મારૂં કહેવું એમ નથી કે બાળકને ગોખણ કરાવવુંજ નહિ; પરંતુ સ્મરણશક્તિ ખીલવવા માટે શુષ્ક સામગ્રીને બદલે રસિક સામગ્રીનો ઉપયોગ કર્યાથી બાળકનાં મનને ઘસારો પહોચ્યા વિના ગોખણના લાભ પ્રાપ્ત થાય છે. મારી સમજણ પ્રમાણે ગોખણના વિષયોનો નીચે પ્રમાણે ગુણપ્રમાણમા ક્રમ ગોઠવાય :—

(૧) રસિક વસ્તુનું ગોખણ—અર્થ સમજાઈને;

(૨) રસિક વસ્તુનુ ગોખણ—અર્થ સમજ્યા વિના;

(૩) શુષ્ક વસ્તુનું ગોખણ—અર્થ સમજીને;

અને (૪) શુષ્ક વસ્તુનું ગોખણ—અર્થ સમજ્યા વિના

એમાંથી (૧) વાળા વર્ગમા બાલોચિત કવિતા જેવા વિષય આવશે; (૨) વાળા વર્ગમા સંસ્કૃત શ્લોક, વેદ વગેરે અજ્ઞાત ભાષાનું ગોખણ સમાશે, (૩) અને (૪) મા તત્ત્વ સમજીને અને સમજ્યા વિના આંકના પાડા વગેરેનું ગોખણ આવશે.

(૧) વાળા વર્ગમાં એક ભય એ છે કે કોઈ મૂળ શબ્દ ભૂલી જવાયો તો તે ઠેકાણે અર્થાનુકૂલ બીજો શબ્દ ગોઠવી દેવાનો સંભવ રહે છે. તે સામે લાભ એ છે કે શબ્દ ભૂલી જવાય તો અર્થ જ્ઞાનના સાધનથીજ મૂળ શબ્દ જડવાની કૂંચી પોતાના હાથમા રહે છે. (૨) વાળા વર્ગમાં આ લાભહાનિ ઉલટા ક્રમમા આવશે.

કેટલુંક જ્ઞાન શુકવત્ મેળવવામાં વાંધો નથી. માત્ર એટલુંજ ધ્યાન રાખવાનું છે, કે જે જ્ઞાન, નાની વયમાં શુકવત્ મેળવેલું છે, તે મોટી વયમાં તેવું ને તેવું ન રહે. સમજવા પહેલાં યાદ રાખવું, અને સમજીને યાદ રાખવું તેમાં ભેદ છે. આપણે કહીશું, કે સમજવાને માટે વિષય શુકવત્ પણ યાદ રાખવો, કારણ કે યાદ રાખ્યા પછી સમજવું સરળ પડે છે, અને જે વિષય યાદ રાખી સમજવામાં આવલો છે, તે વિષયને સમજેલો યાદ રાખવો સહેલ થઈ પડે છે.

---

આ ક્રમના પ્રકારોમાં પણ અર્થ સમજ્યા વિનાના ગોખાણમાં શુષ્ક વિષયથી બાળકના મનને અયોગ્ય પ્રસારો પહોંચે છે, અને રસિક વિષયથી તેમ થતું નથી એ અનુભવસિદ્ધ છે રસિક વિષય બાલસ્વભાવના મૂળ અંશ—કલ્પનાશક્તિ તથા અવલોકનશક્તિ—નો સ્પર્શ કરવાથી સ્મરણ-વ્યાપારના રથચક્રને એક પ્રકારની સરલ ગતિ આપનાર તૈલનુ સિંચન કરનાર થઈ પડે છે; અને શુષ્ક વિષય તે પથરાથી ખડબચડા બનેલા વિષમ માર્ગનુ કામ કરે છે અર્થ સમજાય નહિ તો પછી રસિક વિષય અને શુષ્ક વિષય બંને સરખાજ છે—એમ નથી, કેમકે રસિક વિષયના વચનાદિકમા એક પ્રકારનું વિલક્ષણ લાલિત્ય- પદનું ને બાંધાનું—હોય છે, જે શુષ્ક વિષયમા નથી હોતુ "

**રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.**

પ્રો ડબલ્યુ. એચ. પેઇનના 'Contributions to the Science of Education' નામના પુસ્તકમા સ્મરણશક્તિ સંબંધે દર્શાવેલા વિચાર અને મેરી એસ. જેકબના નીચે દર્શાવેલા વિચારો મનન કરવા યોગ્ય છે. તે બાઈ લખે છે કે—નાના બાળકની યાદ રાખવાની શક્તિ ઘણીજ અચંબો પમાડે તેવી છે એ વાત તો સર્વમાન્ય છે જેઓએ બાળકોની સ્મરણશક્તિની કસોટી કાઢી છે તેઓને ખાત્રી થઈ છે, કે તેઓ ઘણીજ સરલતાથી ગદ્ય અને પદ્યના લાંબા ફકરા મોઢે કરી શકે છે. જ્યારે બાળક સ્વભાષા શીખવાની શરૂઆત કરે છે, ત્યારે ભાષાના અટપટા અને

જો " પોપટીઉ જ્ઞાન " મોટી વયમાં પણ તેવું ને તેવુંજ રહે, તો તે તદ્દન નિરર્થક છે, એટલુંજ નહિ, પરન્તુ સ્મરણશક્તિને બોજારૂપ છે. જે લોકો એમ ધારે છે, કે સમજ્યા વિનાનું સઘળા પ્રકારનું પોપટીઉ જ્ઞાન બાળકોને કાંઈ પણ કામનું નથી, અને ભારરૂપજ છે, તે મત ભૂલભરેલો જણાય છે. ખોરાક, પાચન થઈ શકે તે પહેલાં ગળવો પડે છે, અને જુદી જુદી જાતના ખોરાકને પચવાને જુદો જુદો વખત લાગે છે, એ ઉપરથી શું એમ કહી શકાય, કે જે ખોરાકને પચતાં વિશેષ વખત લાગે, તે ખોરાક ખાવોજ નહિ ? તેવીજ રીતે શું એમ કહેવું યોગ્ય ગણાય, કે જે જ્ઞાન તરત પાચન ન થઈ શકે, ( સમજી ન શકાય ) તે જ્ઞાન ગ્રહણજ ન કરવું ? સંભાળ એટલી રાખવાની છે, કે ખાધેલો ખોરાક વહેલો કે મોડો પચવો જોઈએ. સંસ્કૃતનું શિક્ષણ આપતા શાસ્ત્રીઓની પદ્ધતિમાં તેમજ આંક, વગેરે ગોખાવવામાં જે રહસ્ય સમાએલું છે, તે સ્પષ્ટજ છે. આ પદ્ધતિને અનુસરવામાં બીજી સંભાળ એ રાખવાની છે, જે પાઠ મોંએ કરાવતી વેળા, બાળકની સ્મરણશક્તિ ઉપરાંત, બીજી શક્તિઓ પણ ક્રમે ક્રમે કેળવતા જવું જોઈએ, અને મોંએ કરાવવાના પાઠ ખાસ

અઘરા ઉચ્ચાર તેઓ યાદ રાખવાની શક્તિના પ્રભાવેથી શીખે છે મોટી વયે જે બરાબર સમજી શકાય એવું હોય, અને જેનો બાળપણમા થોડાઘણો કે ઝાખો સરખો પણ ખ્યાલ આવે તેવું હોય તેવું કેટલુંક મોંએ કરાવવામા બાળકની આશ્ચર્યકારક સ્મરણશક્તિનો અવશ્ય ઉપયોગ કરવો જોઈએ પોતાના દેશની કીર્તિરૂપ અને મગરૂબીરૂપ જે (સાહિત્યના કે અન્ય) ખજનાઓ હોય તેને તેના સ્મરણસ્થાનમા સંઘરી રખાવવા તેઈએ મોટી ઉમરે બાળપણમાં પાડેલા સંસ્કારોને પૂર્ણ વિકાસ પામવા પુષ્કળ અવકાશ છે.

કર્ત્તા.

ધીમે ને પુનરાવર્ત્તનથી મોઢે કરાવવા જોઈએ. એમ હોવા છતાં, એ-
ટલું તો કહેવુંજ પડશે, કે આ પદ્ધતિનો ઉપયોગ અમુક પ્રમાણમાંજ,
અને અમુક જાતનાજ વિષયમાં નુકસાન કર્યા સિવાય, કરી શકાય છે,
અને તે પદ્ધતિનો ઉપયોગ કરનાર શિક્ષક, બાહોશ, માનસશાસ્ત્રના
ધારાનો બરોબર સમજનાર, અને પોતે જે પદ્ધતિ વાપરે છે, તેના
ગુણદોષ જાણનાર હોવો જોઈએ.

---

## ाळकनी तीव्र स्मरणशक्तिनो लाभ केवी रीते लेवो ? *

સત્ય, દયા, પરોપકાર, દેશાભિમાન, આત્માર્પણ, પરાક્રમાદિ ઉત્તમ
ગુણના દૃષ્ટાંતથી આ ગુણોની અગત્યતા ને આવશ્યકતા, બાળકના મન
ઉપર નાનપણથીજ ઠસાવવી. તે દૃષ્ટાંત વાર્તારૂપે આપવાથી, બાળકને
આનંદ થશે, અને વાર્તામાં જ્યારે તેઓને રસ પડશે, ત્યારે તેની છાપ
પણ તેના મન ઉપર ઊંડી પડશે. આપણા દેશનાં બાળકોને, ઘણે ભાગે
આપણાજ દેશના મહાન્ અને વીર પુરુષો, જેવા કે–સત્યવાદી હરિશ્ચંદ્ર,
આજ્ઞા પાળવામાં તત્પર રામ, દેશાભિમાની ચિતોડનો પ્રતાપી રાણો
પ્રતાપ, પરોપકારી ને દયાળુ બુદ્ધ, પરાક્રમી પૃથ્વીરાજ ચૌહાણ, વગેરેના
દૃષ્ટાંતો દેવામાં આવે, તો વધારે સારું. આવી જાતની નીતિમાં વધારો
કરનારી વાર્તાઓ કહેવા ઉપરાંત, ધર્મના મુખ્ય કાનુનો, અને કેટલીક
બાબતો કે જે નાનપણમાં યાદ રાખવી સહેલ છે, ને મોટી વયમાં

---

* But it is notorious that the Memory strengthens as you lay burdens upon it, and becomes trustworthy as you trust it.

De Quincy.

સમજાવી સહેલ છે, તે પણ મોએ કરાવવી. સ્મરણશક્તિ ઉપર બોજો વધે નહિ, તેને માટે સંભાળ રાખવાની જરૂર છે ખરી, પણ બાળકની સ્મરણશક્તિનો બીલકુલ લાભ ન લેવો, અને બાળક જેટલું સમજી શકે, તેટલુંજ યાદ કરાવવું, એ મત મને તો એકપક્ષીય લાગે છે, કારણ કે સ્મરશક્તિનો યોગ્ય લાભ ન લેવાથી તેના ઉપર કાટ ચઢે છે, અને જે શક્તિઓ ( તર્ક અને વિચારશક્તિ ) નિર્બળ હોય છે, તેની પાસેથી અયોગ્ય કાળે વધારે પડતું કામ લેવું, એ તેજ શક્તિઓને ખીલવવાને બદલે નિર્માલ્ય કરવા જેવું છે.

---

## બાળકની કલ્પનાશક્તિ.

બાળકમાં વિસ્મય પમાડે તેવી કલ્પનાશક્તિ જોવામાં આવે છે. માનસશાસ્ત્રના અધ્યયનથી સિદ્ધ થાય છે, કે બુદ્ધિને કેળવવામાં, આ શક્તિનો ઘણો ખપ છે. આવી ઉપયોગી અને બુદ્ધિની કેળવણીમાં મુખ્ય ભાગ લેનારી શક્તિ, ઇશ્વરે કંઈ ઉચ્ચ આશયથી બાળકમાં મૂકેલી જણાય છે. બાળકોમા આ શક્તિનું ઓછુંવત્તું પ્રમાણ હોય છે. પ્રમાણમાં ન્યૂનાધિકતા હોય છે, એટલુંજ નહિ, પણ આ એકની એક શક્તિ જુદાં જુદાં બાળકોમાં ભિન્ન ભિન્ન રૂપમાં દેખાય છે. એક બાળક પોતાની કલ્પનાશક્તિ રંગ તરફ, તો બીજું નાદ તરફ દોડાવે છે. કેટલાંક બાળક ભયની વૃદ્ધિ કરવામાં, તો કેટલાંક આનંદની વૃદ્ધિ કરવામાં, આ શક્તિ વાપરતાં દેખાય છે. કલ્પનાશક્તિ ને લાગણીઓ વચ્ચે ઘણો ગાઢ સબંધ છે, તેથી કલ્પનાશક્તિ ભિન્ન ભિન્ન લાગણીઓ સાથે જોડાઈ અનેક રૂપમાં ઉદ્ભવે છે.

---

## बाळक कल्पनाशक्ति वडे वस्तुओने केवा रूपमां जुवे छे ?

ઘણાં બાળકોની અવલોકનશક્તિ ખામીભરેલી હોવાથી અને કલ્પનાશક્તિનું પ્રાબલ્ય હોવાથી, તેમજ તેઓનું પદાર્થના સમાન ગુણ તરફ વિશેષ લક્ષ હોવાથી, તેઓ પોતાના અનુભવનો કેવો હાસ્યયોગ્ય ઉપયોગ કરે છે, તે નીચે આપેલા દૃષ્ટાંત ઉપરથી સમજાશે.

કલ્પનાશક્તિ વડે ત્રણ કે ચાર વર્ષનું બાળક, લાકડીને પોતાના બે પગ વચ્ચે રાખી, તેનો ઘોડો બનાવી, તેને હાંકે છે, જોરથી ચલાવવા, તેને મારે છે, અને 'ચાલ ઘોડા, કેમ નથી ચાલતો,' વગેરે શબ્દો વાપરી ધમકી આપે છે. આ પ્રમાણે લાકડી જેવા નિર્જીવ પદાર્થને સજીવ કલ્પી, પોતાની ગતિને લીધે, લાકડાની ગતિ છે, તે ભૂલી જઈ, તે, લાકડીના ઘોડામાં સ્વાભાવિક ગતિ માની લે છે; વળી જ્યારે જ્યારે, ઘોડાને ઉભો રાખવામાં, તેને એક ખૂણામાં બાંધવામાં, ઘાસ ખવરાવી પાણી પીવરાવવાનો ડોળ ઘાલવામાં, બાળક કલ્પનાશક્તિનો ઉપયોગ કરે છે, ત્યારે ત્યારે તેનું આવું આચરણ પુખ્ત વયનાં મનુષ્યને હસવા જેવું, ભૂલભરેલું કે મૂર્ખાઈભરેલું નથી લાગતું ? હા, લાગે છે ખરૂં, પણ ખરી ભૂલ બાળકની નથી, ભૂલ તો નિરીક્ષા કરનારની છે; બાળસ્વભાવનું ખરૂં સ્વરૂપ નહિ સમજનારની છે. યોગ્ય પરીક્ષક ન મળે તો યોગ્ય પરીક્ષા ન થાય એ પણ દેખાતુંજ છે.

લાકડીના ઘોડાનો દૃષ્ટાંત બતાવી આપે છે, કે બાળક પોતાના સ્વાભાવિક ચાપલ્યને પ્રગટ કરી, પોતાની કલ્પનાશક્તિ વડે, પોતાના આનંદને માટે, નિર્જીવ પદાર્થને સજીવ માની લે છે. ઘોડેસ્વારની પેઠે પોતે લાકડી ઉપર હોવાથી, અને લાકડી ઘોડાની પેઠે નીચે હોવાથી

લાકડીને ઘોડો કલ્પી લીધો. બે વસ્તુમાં થોડાક પણ મળતા ગુણ જુવે છે,કે તરતજ, બાળક કલ્પનાશક્તિ વડે એક વસ્તુને બીજીનું રૂપ આ- પીજ દે છે. ઉપરના સિદ્ધાંતને પ્રો૦ સલીએ આપેલા એક મનોરંજક દૃષ્ટાંતથી ટેકો મળે છે. ઇંગ્રેજી ભાષામાં છઠ્ઠો મૂળાક્ષર, જેનો ઉચ્ચાર 'એફ' થાય છે, તેને ખરી રીતે 'F' આ પ્રમાણે લખવામાં આવે છે. આ મૂળાક્ષરને એક ચાર વર્ષના છોકરાએ અવળીસવળી રીતે લખ્યો, ને તેથી પરિણામ એ થયુ, કે તે બે અવળાસવળા અક્ષર "F ꟻ" આ પ્રમાણે દેખાવા લાગ્યા. બાળકે, કલ્પનાશક્તિના પ્રભાવ વડે કહ્યું, કે આ બે અક્ષર બે માણસ સામસામા ઉભી વાત કરતા હોય તેવા જણાય છે. કલ્પનાશક્તિનો કેવો પ્રભાવ! તેનો કેવો ઉપયોગ!

---

## बाळकनी कल्पनाशक्ति अने तेओनो निर्जीव पदार्थ तरफ भाव.

જે જે સુખદુઃખ બાળક અનુભવે છે, તે તે સુખ કે દુઃખ બીજા નિર્જીવ પદાર્થને પણ થાય છે, તેવું તે કલ્પે છે. બાળકમાં વિ- વેકશક્તિ (Discrimination) ઓછી હોવાથી, નિર્જીવ અને સજીવ પદાર્થો વચ્ચેનો ભેદ તેઓ સમજી શકતાં નથી. મિસ ઇન્જીલોનો નાનપણનો હેવાલ વાંચવાથી માલૂમ પડે છે, કે તે નાની હતી, ત્યારે રસ્તામાં પડેલા કાંકરાને તે એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેરવતી. પોતાને એકજ જગ્યામાં પડી રહેતાં કંટાળો ઉપજે છે, તેથી આ કાંકરાને કેમ નહિ ઉપજતો હોય, તેવું ધારી, તે, તેને એક સ્થાનથી બીજે સ્થાને મૂકતી. વળી નાનાં બાળક પોતાની ઢીંગલીઓને કે બીજી

જાતનાં રમકડાંને સુવાડે છે, ખવરાવે છે, વહાલ કરે છે તે સઘળું બતાવી આપે છે, કે તેઓ પોતાની લાગણીઓ નિર્જીવ પદાર્થ તરફ ખરાં મનથી દર્શાવે છે.

---

## बाळकनी रमत अने कल्पनाशक्ति.

રમતમાં, બાળકો કલ્પનાશક્તિનો કેવો ઉપયોગ કરે છે, તેનો ખ્યાલ, તેઓને જેણે રમતાં જોયાં હશે તેને હશેજ. તેઓ, કલ્પનાશક્તિથી ઓરડાના એક ખુણાને કે ઘરના એકાદ ભાગને દુકાન તરીકે મની લે છે, અને લાકડાં કે પત્થરના કટકાને દુકાનમાંહેની જુદી જુદી વસ્તુઓ ધારી લે છે. એક મોટા લાકડાંના કે ઈંટના કટકાને દુકાનદાર તરીકે બેસારી દે છે, અને પોતે જાતજાતનો સામાન ખરીદવા જાય છે. બાળકની કલ્પનાશક્તિ એટલી બધી પ્રબળ છે, કે મી. રસ્કીન કહે છે, કે 'જ્યાં કંઈ પણ વસ્તુ હોતી નથી, ત્યા બાળક કલ્પનાશક્તિથી ગમે તે વસ્તુ ખડી કરી દે છે.' માબાપને આવી રમતો હામગોગ્ય અને તુચ્છ લાગે છે, તેનું કારણ એ છે, કે તેઓને પોતાની બચપણની રમતો યાદ આવતી નથી. બાળકો, રમતમાં, અસંભવિત, અશક્ય કે ખોટું કરે છે, તેમ ધારી તેઓની રમતમાં ભંગ પાડવો કે તેનાં રમત તરફનાં સ્વાભાવિક વલણને દાબી દેવાં, તે ઘણુંજ અયોગ્ય છે. બાળકને કંઈ કંઈ કરવું ગમે છે, અને નવરાં બેસી રહેવું જરા પણ ગમતું નથી. તેમ હોવાથી, તેઓ, પોતાની કલ્પનાશક્તિના પ્રભાવથી તેમજ સ્વાભાવિક ચાંચલ્યની મદદથી, કઈ કઈ જાતના ખુદા ઉઠાવે છે. બાળકોને રમત રમવા દેવામાં સંપૂર્ણ છૂટ આપવી, પણ ક્રમે ક્રમે અને યોગ્ય પ્રસંગે તેઓનું ધારવું ખોટું છે, અશક્ય છે, તેમ બતાવવા

પ્રયત્ન કરતા રહેવું. બાળકની રમત ઉપર સંયમ રાખવાની જરૂર છે ખરી, પરંતુ તે સંયમ ક્યારે ને કેવી રીતે વાપરવો તેમાં સૂક્ષ્મ નજર, વિવેક, ને ડહાપણની ઘણી જરૂર છે. જેમ જેમ બાળક મોટું થશે, જેમ જેમ તે વધારે અનુભવ મેળવશે, તેમ તેમ તે જાતેજ સમજશે, કે પોતાના નાનપણના કેટલાક આચારવિચાર તો માત્ર કલ્પનાઓજ હતી.



## नवीन शब्दो अने बाळकनी कल्पनाशक्ति.

બાળક ભાષા સમજવામાં, જે મહાભારત પ્રયાસ કરે છે, તે બતાવી આપે છે કે તેનામાં અસાધારણ શક્તિઓ બીજરૂપે રહેલી છે. બાળક કલ્પનાશક્તિથી શબ્દના અર્થ ચિત્રવિચિત્ર કરી નાંખે છે. શબ્દનો ખરો અર્થ પડતો મૂકી, પોતાને ફાવતો અર્થ કરી લે છે, અને કેટલીક વખતે અનર્થ પણ કરી નાંખે છે. પદાર્થસૂચક શબ્દ, અને મૂળ પદાર્થ વચ્ચેનો ભેદ પણ બાળક સમજી શકતાં નથી; જેમકે 'રાતો રંગ' તેનો અર્થ રાતા રંગવાળી ચીજો, રાતો ઘોડો કે રાતી ટોપી એવો કરે છે.

---

## कल्पनाशक्ति.ना विविध प्रकार.

બાળકમાં કલ્પનાશક્તિ વિવિધ રૂપ ધારણ કરે છે, તેનુ શું કારણ? માનસિક શક્તિઓ, ક્રમે ક્રમે ખીલે છે. અને તે પોતપોતાનું કાર્ય બજાવી શકે, તે પહેલાં, મગજના તંતુઓ અમુક અમુક હદ સુધી ખીલેલા હોવા જોઈએ. શારીરિક શાસ્ત્રવેત્તાઓનો એવો

મત છે, કે મગજના ભિન્ન ભિન્ન ભાગના તંતુઓનાં કાર્ય પૃથક્ પૃથક્ હોય છે.

વિચારશક્તિ અને ઇચ્છાને નિયમમાં રાખવાનુ કામ, મગજના "કોર્ટિકલ સેન્ટર્સ" કહેવાતા ભાગનું છે. આ ભાગ બાળકમાં ઘણોજ નિર્બળ હોય છે. મગજનો અમુક ભાગ કે જ્યાંથી કલ્પનાશક્તિ ઉદ્‌ભવે છે, તે ભાગ અને 'કોર્ટિકલ સેન્ટર્સ' વચ્ચે ગાઢ સંબંધ છે. વિચારશક્તિ અને ઇચ્છા નિર્બળ હોવાથી, કલ્પનાશક્તિ તેના તાબામાં રહેતી નથી. કલ્પનાશક્તિ એ જંગલી ઘોડો છે. જો જંગલી ઘોડાને લગામ, વગેરે સાધનોથી સંયમમાં રાખવામાં ન આવે, તો જેમ તે યથેચ્છા ભટકે છે, તેમ જો કલ્પનાશક્તિને વિચાર અને ઇચ્છારૂપી લગામથી નિયમમાં રાખવામાં ન આવે, તો તે પણ યથારુચિ વિચરે છે. જ્યારે 'કોર્ટિકલ સેન્ટર્સ' શક્ત થાય છે, ત્યારે તે કલ્પનાશક્તિને નિયમમાં રાખે છે, અને ભૂલમાં પડતાં પણ અટકાવે છે.

---

## बाळकोनी विवेकशक्ति अने तर्कशक्ति.

બાળકમાં આ બંને શક્તિઓ ખામીભરેલી છે, કારણ કે આ બંને શક્તિઓની કેળવણીનો આધાર, અવલોકનશક્તિ, સ્મરણશક્તિ, ભાષાજ્ઞાન તેમજ અનુભવ ઉપર રહેલો છે. જેમ જેમ વિવેકશક્તિ કેળવાતી જાય છે, તેમ તેમ તર્કશક્તિને આધાર મળતો જાય છે. વિવેકશક્તિ અને તર્કશક્તિ વચ્ચે અરસ્પરસ એવો સંબંધ છે, કે તર્કશક્તિની મદદ વડે વિવેકશક્તિ ખીલે છે, અને વિવેકશક્તિની મદદ વડે, નવાં નવાં અનુમાન બાંધવાં સુગમ પડે છે. વિવેકશક્તિની ખામીને લીધે, બાળક ચામાચીડીઆં કે વડવાગોળને (Bats) પક્ષી તરીકે માને છે,

તેમજ તર્કશક્તિની ખામીને લીધે તેઓ કેવાં અશુદ્ધ અનુમાન બાંધે છે, તે નીચે આપેલાં બે દષ્ટાંત* ઉપરથી સિદ્ધ થાય છે. બે વર્ષનાં એક બાળકને પૂછવામાં આવ્યું કે 'દૂધ ધોળું કેમ છે?' તેણે જવાબ આપ્યો, કે 'તે ધોળી ગાયમાંથી નીકળે છે માટે.' આજ બાળકે, એક વર્ષ પછી, દૂધમાં ખાંડ ઓગળી જાય છે, તે ઉપરથી એવું અનુમાન કાઢ્યું, કે રોટલીના કટકા ઉપર પાણી રેડવાથી રોટલી પણ તેમાં ઓગળી જશે. બાળકની આવી ખામીભરેલી તર્કશક્તિ સુધારવા માબાપે તેમજ શિક્ષકે નીચેની થોડીએક બાબતો ઉપર ધ્યાન આપવું.

૧. અવલોકનશક્તિ તેમજ સ્મરણશક્તિ સુધારવા તરફ લક્ષ આપવું.
૨. જૂના અનુભવ સાથે નવા અનુભવને સરખાવવા બાળકને કહેવું.
૩. બાળકની ભાષા ઉપર ધ્યાન આપવું, એટલે આપણે વાપરેલા શબ્દના અર્થ તેઓ બરાબર સમજે છે, કે નહિ તે પ્રશ્ન કરી જાણવું.
૪. આનુષંગિક સંબંધ ને કાર્યકારણ સંબંધ વચ્ચેનો તફાવત બાળકના લક્ષ ઉપર લાવવો.
૫. બાળકે પૂછેલા પ્રશ્નોનુ સરળ ભાષામાં સમાધાન કરવું, વગેરે.

## बाळकोनी विचारशक्ति.

સાધારણ નિયમ એવો છે, કે બાળકોની વિચારશક્તિ કરતાં કલ્પનાશક્તિ વિશેષ તીવ્ર હોય છે. કેટલાક એમ ધારે છે, કે આ જુદી જુદી શક્તિઓ, ( કલ્પનાશક્તિ, વગેરે ) જુદે જુદે કાળે ખીલે છે,

---

*પ્રો સલીએ આ દષ્ટાંતો પોતાના 'Teacher's Hand book of Psychology' નામના પુસ્તકમાં આપેલા છે.

પણ તે મત ભૂલભરેલો છે. કલ્પનાશક્તિ અને વિચારશક્તિ બંને સાથેજ ખીલવા લાગે છે; પરન્તુ તેઓને ખીલવાનુ પ્રમાણુ ઓછુવત્તું હોય છે. કલ્પનાશક્તિનો અમલ વિશેષ હોવાથી, તે એકલીજ ખીલતી હોય તેવો ભાસ થાય છે. ક્રમે ક્રમે કલ્પનાશક્તિનો અધિકાર ઓછો થતો જાય છે, અને વિવેકશક્તિનો અમલ જામવા લાગે છે. કેટલાંક બાળકોમાં, એવું પણ જોવામાં આવે છે, કે તેઓમાં કલ્પનાશક્તિ કરતાં પ્રથમથીજ વિચારશક્તિ બળવત્તર હોય છે.

---

## બાળકનું ધ્યાન.

બાળક પુખ્ત વયનાં મનુષ્યની પેઠે, લાંબા વખત સુધી ધ્યાન રાખી શકતાં નથી, તેનું શું કારણુ? આમ હોવાનાં મુખ્ય ત્રણુ કારણુ છે; એક તો સ્વાભાવિક ચાંચલ્ય; બીજું શરીરની નિર્બળ સ્થિતિ; અને ત્રીજું ઇચ્છાશક્તિ ઉપર યોગ્ય સંયમનો અભાવ.

એકાગ્ર ચિત્ત થવામાં, શરીરના એક ભાગની માંસપેશીને (Muscles) ગતિ આપવી પડે છે, ત્યારે બીજા બધા ભાગની માંસપેશીઓ સ્થિર રાખવાની જરૂર પડે છે. બાળકમાં ઉભરાઈ જતું ચાંચલ્ય હોવાથી, તેઓ પોતાના અવયવ શાંત રાખી શકતાં નથી, અને તેથી લાંબા વખત સુધી એકચિત્ત થઈ શકતાં નથી. શરીરના અવયવો તેમજ મગજના તંતુઓ, તેઓમાં પકવાવસ્થાએ પહોંચેલા હોતા નથી. પહેલાં સાત વર્ષની અંદર, મગજના તંતુઓ ક્રમે ક્રમે બળવાન થતા જાય છે. એકચિત્ત થવામાં જ્ઞાનતંતુઓને શ્રમ પડે છે. આ જ્ઞાનતંતુઓ પોતાનું કાર્ય કરવા સમર્થ નથી, તેથી તેઓ સારી રીતે ધ્યાન આપી શકતાં નથી.

જ્યાંસુધી જ્ઞાનતંતુઓ નબળા હોય છે, ત્યાંસુધી બાળકની ઇચ્છા-શક્તિ પણ ( બીજી શક્તિઓની પેઠે ) અત્યંત નિર્માલ્ય હોય છે. એકજ પદાર્થ કે વિષય તરફ, તેઓનુ ચિત્ત સ્થિર રહી શકતુ નથી, અને અહિંતહિં ભમે છે, તે ઇચ્છાશક્તિ ઉપર સંપૂર્ણ સયમના અભાવને લીધેજ.

હવે ધ્યાન કે જેની કેળવણી ઉપર, સઘળી માનસિક કેળવણીનો ને તેથી બુદ્ધિ, મનોભાવ ને નીતિની કેળવણીનો બધો આધાર રહેલો છે, તેને કેળવવું, એ શિક્ષકની મુખ્ય ફરજ છે. જો બાળસ્વભાવને અનુસરી, તેઓનુ ધ્યાન કેળવવામાં આવે, તો તે કામ જેટલુ મહા-ભારત લાગે છે તેટલું છેજ નહિ. બાળકના હિતને અર્થે તેમજ શિક્ષકવર્ગને ધ્યાન કેળવતી વેળા માર્ગદર્શક ને ઉપયોગી થઈ પડે, માટે અહિ કેટલીક સૂચના આપવામાં આવી છે.

૧. વસ્તુ તરફ બાળકનુ ધ્યાન ખેંચો. પદાર્થ તરફ નાનાં બાળકો ધ્યાન આપે, તેટલા માટે તેને કહો, કે 'જુવો, આ નવીન પદાર્થ વિષે આજે તમને મજા પડે તેવું કંઇક કહેવાનો છું, વગેરે.'

૨. તેઓ ધ્યાન આપતાં થાકી ન જાય, તેને માટે સભાળ રાખો. આપણે કહી ગયા, કે તેઓના જ્ઞાનતંતુ નિર્બળ હોવાથી, તેઓ લાંબા વખત સુધી ધ્યાન આપી શકતાં નથી.

૩. રસ ઉપજાવે તેવી વસ્તુ તેઓની સમક્ષ લાવો. શરૂઆતમાં ઘેરા રંગવાળી, મોટી, ચળકતી, તેમજ સાદી ગોઠવણીવાળી વસ્તુ વિશેષ પસંદ કરવા લાયક છે.

૪. પાઠ આપતી વેળા, તેઓ થાકેલાં કે ઉશ્કેરાએલાં હોવાં ન જોઈએ.

૫. તેઓનાં મનની સ્થિતિ પણ શાંત જોઈએ. તેઓને કોઈ પણ

કારણને લીધે મનમાં દુઃખ થતું હશે, તો તે લક્ષ આપી શકશે નહિ.

૬. આસપાસની સ્થિતિ, ધ્યાનમાં ખલેલ પહોંચાડે તેવી ન જોઈએ, એટલે કે વર્ગની બારીઓ બજારમાં કે એવે કોઈ સ્થળે પડવી ન જોઈએ, જ્યાંથી બાળકને બહાર ડોકીઆં કરવાનું મન થાય.

૭. 'હવે તમને હું અમુક અમુક પદાર્થ દેખાડીશ' તેવું કહી કુતૂહલ ઉત્પન્ન કરો.

૮. પાઠ આપ્યા પહેલાં ને જરૂર પડે તો મધ્યમાં પણ તેઓની ફેરબદલી કરો, જેથી તેઓ ચાલાક થઈ પાઠમાં ધ્યાન આપવા તત્પર થાય.

૯. ભાષા સરળ વાપરો, ને તેઓ ધ્યાન આપે છે કે નહિ, તે જાણવા માટે વખતો વખત પ્રશ્ન કર્યા કરો.

૧૦. તમારી નજર બાળક ઉપર ફરતી રાખો. આળસુ બાળકને ધ્યાન આપવા ચેતવણી આપો. બાળકનુ ધ્યાન કેળવાતું નથી, તેમાં મુખ્ય દોષ શિક્ષકનો છે. જ્યારે શિક્ષકનુજ ધ્યાન બાળક તરફ હોતું નથી, ત્યારે તેઓ ધ્યાન રાખતાં ક્યાંથી શીખે ?

૧૧. નિશાળનુ મકાન અને તે મકાનની આસપાસની જગ્યા તદ્દન સ્વચ્છ રાખો. ખાસ કરી બાળકોના વર્ગમાં હવા અને પ્રકાશ પૂરતાં આવવાં જોઈએ, અને વર્ગમાં કે આસપાસ કોઈ પણ જાતની ગંદકી હોવી ન જોઈએ.

૧૨. બાળકનો પોશાક તંગ ન હોવો જોઈએ, ને ઋતુને અનુસરીને હોવો જોઈએ. ટાઢે મરતાં બાળકો કેવી રીતે ધ્યાન આપી શકે ?

૧૩. બાળકનાં શરીર સ્વચ્છ હોવાં જોઈએ. તેઓ નાહીને આવે છે, કે કેમ તે બાબતની શિક્ષકે તપાસ રાખવી. ચામડી, વગેરેના

રોગોથી બાળક ખણ્યા કરે છે, અને તેથી તે ધ્યાન આપી શકતાં નથી એટલુંજ નહિ પરન્તુ બીજાં બાળકોને પણ ચેપી રોગ લગાડે છે, અથવા વર્ગનાં બીજાં બાળકોના ધ્યાનમાં ખલેલ પહોંચાડે છે.

૧૪. વર્ગમાં બેસવાની ગોઠવણ એવી હોવી જોઈએ કે બાળકો સહેલાઈથી સંકડાયા વિના બેસી શકે.

૧૫. ધીમે બોલો.

૧૬. સ્પષ્ટ બોલો.

૧૭. જરૂર પડે ત્યારે અવાજ બદલીને બોલો.

૧૮. ઉત્સાહ દર્શાવવા પ્રયત્ન કરો.

૧૯. પ્રયોગ, ચિત્ર, નકશા, વગેરે સાધનોથી શિક્ષણને રસયુક્ત કરો.

૨૦. વર્ગમાં સંપૂર્ણ વ્યવસ્થા રાખો.

---

## ધ્યાનના પ્રકાર.

બુદ્ધિ તેમજ નીતિની કેળવણીનો આધાર ધ્યાન ઉપર છે, તેથી તેનું કેટલુક વિશેષ વિવેચન અહિં આવશ્યક છે.

ધ્યાનના મુખ્ય બે પ્રકાર છે,–૧ અનૈચ્છિક ધ્યાન, અને ૨. ઐચ્છિક ધ્યાન.

---

## અનૈચ્છિક ધ્યાન.

બાળક ધાવતું હોય છે, ત્યારે સુખની લાગણીથી તે એકચિત્ત થઈ રહે છે. અનૈચ્છિક ધ્યાનની આ શરૂઆતજ કહેવાય. કેટલાક પદાર્થો પોતાના ખાસ ગુણોને લીધે બાળકનુ ધ્યાન પોતાના તરફ

ખેંચે છે. દીવાના તેજથી તેમજ નાદથી આકર્ષાઈ બાળક જે ધ્યાન આપે છે તે અનૈચ્છિક છે. સ્થિર પદાર્થ કરતાં ચાલતા પદાર્થ તરફ બાળકનું ધ્યાન વિશેષ ખેંચાય છે. અનૈચ્છિક ધ્યાન આપતી વેળા બાળકના અવયવ સ્થિર અને તેમની આંખો પહોળી થઈ રહેલી જોવામાં આવે છે. વધારે આકર્ષક પદાર્થ તરફ અનૈચ્છિક ધ્યાન આપવાની ટેવ પડયા પછી ઓછા આકર્ષક પદાર્થ તરફ પણ બાળકો અનૈચ્છિક ધ્યાન આપતાં જણાય છે.

---

## ઐચ્છિક ધ્યાન.

ક્રમે ક્રમે અનૈચ્છિક ધ્યાનમાંથી ઐચ્છિક ધ્યાન ઉદ્ભવે છે. નાનું બાળક દીવા તરફ જુએ છે, ત્યારે તેને આનંદ થતો જણાય છે. જ્યારે તે દીવો તે બાળકની આગળ ફરીથી લાવવામાં આવે છે, ત્યારે પહેલાંના અનુભવની સુખદ લાગણી થએલી હોવાથી તે પ્રકાશ તરફ ફરીથી અને લાંબો વખત જોઈ રહેવાની તેની ઇચ્છા થાય છે. આ દીવો દૂર હોય છતાં તે તરફ જ્યારે બાળક જોઈ રહે છે, ત્યારે ઐચ્છિક ધ્યાન આપવાની શરૂઆત થાય છે. હાથમાંથી નીચે પડી ગએલાં રમકડાં તરફ બાળક નીચે નજર નાંખે છે તે પણ ઐચ્છિક ધ્યાનનું અસ્તિત્વ સૂચવે છે. ઐચ્છિક ધ્યાનની શરૂઆત ક્યારથી થાય છે?

પ્રો. પેરેઝના ધારવા મુજબ બાળક ત્રણ મહિના પહેલાં પણ ઐચ્છિક ધ્યાન આપી શકે છે. ત્રણ મહિના પછી એટલે કે ચાર-પાંચ મહિનાનું બાળક ઐચ્છિક ધ્યાન આપી શકે છે એવો પ્રો. પ્રેયરનો મત છે. પ્રો. બાલ્ડવીનનો અભિપ્રાય પ્રો. પ્રેયરના અભિપ્રાયને મળતો છે. તે કહે છે, કે ઐચ્છિક ધ્યાનની શરૂઆત પાંચ કે છ મહિને

થાય છે. ઐચ્છિક ધ્યાન આપવાની શક્તિનો આધાર મગજની સ્થિતિ ઉપર રહે છે, અને જો એક બાળકને વારસામાં તદુરસ્ત મગજ મળેલું હોય છે તો તેવું બાળક વારસામાં ઉતરી આવેલા નિર્બળ મગજવાળા બાળક કરતાં વહેલુ ધ્યાન આપી શકે છે. વળી શરૂઆતના મહિનામા પોષણમાં અને સંભાળમાં તફાવત થવાથી મગજની શક્તિમાં ફેર પડે છે, અને તે કારણને લીધે જુદાં જુદાં બાળકો—જુદી જુદી મગજની શક્તિવાળાં બાળકો—એક સરખીજ વયે ઐચ્છિક ધ્યાન આપી શકતાં નથી.

જેમ જેમ જ્ઞાનતંતુઓનાં ઘર અને જ્ઞાનતંતુઓ બળવાન થાય છે, તેમ તેમ બાળક લાંબા વખત સુધી ધ્યાન આપી શકે છે. બાળક અમુક વખત સુધી એકચિત્ત રહી શકે છે એજ બનાવી આપે છે કે તે પોતાની ઇચ્છાશક્તિ ઉપર થોડોઘણો પણ સંયમ રાખી શકે છે. આસપાસના પદાર્થો ચિત્તાકર્ષક હોય તોપણ અમુકજ પદાર્થ કે વિચાર તરફ ( તે આકર્ષક હોય કે ન હોય ) એકચિત્ત રાખવાની શક્તિનો આધાર ઇચ્છાશક્તિ પર સયમની અભિવૃદ્ધિ ઉપર છે.

નાનાં બાળકોને જ્યારે નિશાળમાં પહેલાં દાખલ કરવામાં આવે છે, ત્યારે ઘણે ભાગે તેઓનું ચિત્ત, વર્ગનાં બાળકોને તેમજ વર્ગમાંહેની ચીજોને જોવામાં અથવા વર્ગમાંથી બહાર દેખાતા પદાર્થો જોવામાં કે બહાર થતા અવાજો સાંભળવામાં રોકાએલુ હોય છે. ઇચ્છાશક્તિ ઉપર સંયમ રાખીને અને બહારના આકર્ષણની દરકાર રાખ્યા વિના જ્યારે બાળકો વર્ગમાં ચાલતા કામ ઉપરજ ધ્યાન આપવાની ટેવ પાડે છે, ત્યારે તેઓ શિક્ષણને માટે લાયક થાય છે. મોટાં શહેરોની પ્રાથમિક શાળાઓ ઘણે ભાગે એવી જગ્યામાં આવેલી હોય છે, કે જ્યાં બાળકોનાં ચિત્તને આડે રસ્તે લઇ જનાર અનેક ઉપાધિઓ હોય છેજ.

શરૂઆતમાં આવાં સ્થળોમાં શિક્ષકને ધ્યાન અપાવતાં ને બાળકોને ધ્યાન આપતાં મુશ્કેલી પડે છે, પરન્તુ ધીમે ધીમે જ્યારે બાળકો આ ઉપાધિઓથી ટેવાઈ જાય છે, ત્યારે ઉપરની મુશ્કેલી કેટલેક દરજ્જે નષ્ટ થાય છે. પાઠમાં રસ ઉપજે માટે શિક્ષકે પણ બનતો દરેક પ્રયાસ કરવાની જરૂર છે.

---

## ઐચ્છિક ધ્યાનની કેળવણી.

કેટલીક સ્વાભાવિક મદદને લીધે ( અનુકરણશક્તિ, રમતગમત, અને પ્રશંસા મેળવવાની ઇચ્છા ) ઐચ્છિક ધ્યાન આપવાની શક્તિ વૃદ્ધિ પામતી જણાય છે, અને તેથી ધ્યાનને કેળવવાના આપણા કેટલાક પ્રયાસને સારો ટેકો મળે છે.

---

## અનુકરણશક્તિ.

માબાપ, બાઈબેન, કે શિક્ષક જેમ બોલે છે, જેમ ચાલે છે તેમ બોલવા અને ચાલવા બાળક પોતાનું બનતું કરે છે. શિક્ષક લાકડાંના કટકા ગોઠવી અમુક આકાર બનાવે છે, ત્યારે તેવો આકાર બનાવવાનું બાળકને મન થાય છે. જો કે તે આકાર ગોઠવવામાં બાળકને મહેનત પડે છે, અને વખતે કંટાળો પણ ઉપજે છે, તોપણ ધ્યાન આપ્યા વિના પોતાને ફત્તેહ મળશે નહિ તેમ સમજી તે તેવો આકાર બને તેટલું ધ્યાન આપી ગોઠવવાની તજવીજ કરે છે.

---

## રમતગમત.

બાળકોની કેટલીક રમતો પણ તેઓનું ઐચ્છિક ધ્યાન કેળવે છે. પોતા ઉપરનો દાવ ઉતારવા બાળક કેટલું બધું ધ્યાન આપતું જણાય છે! સંતાઈ ગએલાં બાળકનાં પગલાં ધ્યાનપૂર્વક જુએ છે, ખુણે ખુણા જોઈ વળે છે, અને જોરથી શ્વાસ લેતાં બાળકોને તેવા ધીમા અવાજની મદદથી શોધી કાઢવા કાનને કેટલા બધા તીવ્ર રાખે છે!

---

## પ્રશંસા મેળવવાની ઇચ્છા.

માબાપ કે શિક્ષક તરફથી પોતાનાં વખાણ સાંભળવા બાળક બહુ ઇંતેજાર હોય છે. આ વલણને લીધે પોતાને નહિ રુચતું કામ પણ તેઓ ધ્યાનપૂર્વક અને ખંતથી કરતાં જણાય છે.

---

## વાચા અને બુદ્ધિ.

જે જે પદાર્થો આપણે જોઈએ છીએ, જે જે નાદ આપણે સાંભળીએ છીએ, તે તે પદાર્થ અને નાદ, બાળકને વિસ્મય પમાડનારા થઈ પડે છે. નાની વયમાં તેઓનું જ્ઞાન, ગુંચવણભરેલું અને અનિશ્ચિત હોય છે. જેમ જેમ તેઓ મોટાં થઈ, અનુભવ મેળવતાં જાય છે, તેમ તેમ તેઓનું જ્ઞાન સ્પષ્ટ અને નિશ્ચિત થતું જાય છે. બાળક બોલતાં શીખે છે, ત્યાર પહેલાં તેની બુદ્ધિ ખીલવા લાગે છે. દાખલા તરીકે બે વર્ષનું બાળક પોતાને જોઈતી ચીજનું નામ આપી શકતું નથી, ત્યારે તે આપણી આંગળી કે કપડાંને પકડી, પોતાને જોઈતી વસ્તુ આગળ આપણને દોરી લઈ જાય છે. બાળકનું આવું વર્તન વાચા

વિના વિચારશક્તિનું અસ્તિત્વ બતાવી આપે છે, ને વાચા વિના પણ બાળક પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી જાણે છે, તે પણ આ ઉપરથી સમજાય છે.

---

## नवा अनुभवने, जूना अनुभवनी मदद वडे, एक वर्गमां मूकवानी टेव.

જુદા જુદા વર્ગના પદાર્થને એકજ વર્ગમાં મૂકવાની સાધારણ ટેવ બાળકોમાં જોવામાં આવે છે. આમ હોવાનું કારણ એટલુંજ છે, કે તેઓને નવીન અનુભવને જૂના અનુભવના રૂપમાં જોવાનો ટેવ પડેલી હોય છે. આ વલણથી તેઓ કેવા પ્રકારની ભૂલ કરે છે, તે નીચે આપેલાં દૃષ્ટાંત ઉપરથી સમજાશે. અમેરિકામાં કોઈ એક નિશાળમાં એકજ વર્ગમાં ભણાવતા બે શિક્ષકમાંથી, એક ઉંચો હતો, અને બીજો નીચા કદનો હતો. બેઠેલા ઘાટનો શિક્ષક ચીડીઆ સ્વાભાવનો હતો, અને ઉંચા ઘાટનો શિક્ષક સારા સ્વભાવનો હતો. તેજ વર્ગમાં, જ્યારે એક નવા પણ નીચા ઘાટના શિક્ષકની નિમણુક કરવામાં આવી, ત્યારે તે નવા આવેલા શિક્ષકને એક બાળકે કહ્યું, કે 'તમે પણ ચીડીઆ સ્વભાવના હશો.' શિક્ષકે અચંબો પામી પૂછ્યું, કે 'શું! મારો સ્વભાવ ચીડીઓ છે?' બાળકે જવાબ આપ્યો, કે 'ના, તમારો સ્વભાવ ચીડીઓ નથી, પણ તમારો ઘાટ નીચો છે.' એકજ શિક્ષકના સ્વભાવના અનુભવ ઉપરથી, બાળકે એવું ખોટું અનુમાન બાંધ્યું, કે 'જેનું જેનું નીચું કદ, તેનો તેનો ચીડીઓ સ્વભાવ.' જો તેના સમજવામાં આવ્યું હોત, કે નીચા કદ અને ચીડીઆ સ્વભાવ વચ્ચે નિયમિત સાહચર્ય નથી, તો તે એવું ખોટું અનુમાન ન બાંધત. અજ્ઞાનથી, ઉ-

તાવળમાં, બાળક કેવી ભુલ કરે છે, તેનો બીજો રમુજી દાખલો પણ અત્રે આપેલો છે. એક નાના બાળકે, પોતાની માને પૂછ્યુ, કે 'મા, માછલાં પાણી નીચે શ્વાસ લઈ શકે છે?' આ પ્રશ્ન પુછવાનુ મૂળ કારણ એ હતું, કે જો માણુસ પાણી નીચે શ્વાસ લઈ જીવી શકતાં નથી, તો માછલાં કેમ જીવી શકતાં હશે? માછલાં અને માણુસની શ્વાસક્રિયા જુદા જુદા પ્રકારની છે, તેવું જો બાળકને ભાન હોત, તો આવો પ્રશ્ન પુછતજ નહિ.

- - -

## प्रश्नकाळ.

ત્રણ વર્ષ પૂરાં કર્યા પછી, બાળક, પદાર્થને તેના ખરા સ્વરૂપમાં ઓળખતાં શીખવા માંડે છે આ ત્રણ વર્ષમાં, બુદ્ધિ પણ થોડી ઘણી કેળવાય છે. બુદ્ધિને કેળવવામાં, બાળકોનું કુતૂહલ અને પુછપરછ કરવાની ટેવ સહાયભુત થઈ પડે છે. આ ત્રણ વર્ષની અંદર તેઓ એવા એવા અને એટલા બધા પ્રશ્નો કરે છે, કે તેઓ સમજી શકે તેવી રીતે, તે તે પ્રશ્નોના પ્રત્યુત્તર આપવાનુ કામ અત્યંત કઠિન થઈ પડે છે. તેઓની શંકાનુ સમાધાન કરવામાં સરળ ભાષા, તેમજ યુક્તિની જરૂર છે. આ પ્રમાણે હોવાથી, એવું બને છે, કે કેટલાક માબાપ અને કેટલાક શિક્ષક, તેઓના પ્રશ્નનો ખુલાસો આપ્યાને બદલે તે પ્રશ્નોને ઓળીટોળી નાંખે છે. જવાબ આપવાની મુશ્કેલીમાંથી છૂટા થવાને માટે, અજ્ઞાન અને કઠોર હૃદયનાં માબાપ તેમજ બાળસ્વભાવથી અજ્ઞાન શિક્ષક, બાળકને ધમકાવે છે, અને વખતે મારે છે પણ ખરાં !!! એટલું તો ખરૂં છે, કે કેટલીક વખતે, તેઓના પ્રશ્નો એવા હોય છે, કે તેના ખુલાસા કરવા છતાં, તેઓના મગજમાં તે ખુલાસા

ઉતરતા નથી. ઘણી વખત, તેઓના પ્રશ્નો એવા વિચિત્ર, અને કોઈ વખત તો અસભ્ય પણ હોય છે, કે પૂછેલા પ્રશ્નોનુ સમાધાન કરવું અયોગ્યજ ગણાય. આવી જાતના પ્રશ્નો બાદ કર્યા પછી યોગ્ય, સભ્ય, અને કોઈ પણ જાતની લુચ્ચાઈ વિના પૂછાએલા પ્રશ્નોના સરખા જવાબ આપવાને બદલે, ઘણાં માબાપ અને ઘણા શિક્ષક, વારંવાર આંખ આડા કાન કરતાં માલૂમ પડે છે. આવું વર્તન, કેવળ અજ્ઞાનનુંજ પરિણામ છે, ને ખરેખર શોચનીય છે.

---

## बाळकना प्रश्नोना थोडाएक नमुना.

જેમ મનુષ્યનાં નામ પાડેલાં હોય છે, જેમ મનુષ્યને રહેવાને ઘર હોય છે, તેમ પશુપક્ષીઓનાં નામ, ને તેઓને રહેવાનાં ઘર હોવાં જોઈએ, તેવું બાળક ધારે છે, અને તેથીજ તેઓ વારંવાર પ્રશ્ન કરે છે, કે 'ઉંદર, પક્ષી, પતંગીઆ, વગેરેનાં નામ શુ હશે?' 'તેઓનાં રહેવાનાં ઘર ક્યાં ને કેવાં હશે?' ત્રણ વર્ષના એક છોકરાએ મને પૂછ્યુ, કે 'ચાંદાને આંખો હોય છે?' 'ચાંદો (દેખાતો ન હોવાથી) જમીને ક્યારે આવશે?' 'ચાંદાને કોણે બંધ કરી દીધો?' બાળક, કાર્યકારણ વચ્ચેનો સંબંધ જાણવા અત્યંત આતુર હોય છે, તેથી 'અમુક વસ્તુ કોણે બનાવી? અમુક વસ્તુ ક્યાંથી આવી?' આ ચીજ આવાજ ગુણવાળી કેમ છે?' એવા એવા પ્રશ્નો પૂછે છે. એક ત્રણ વર્ષના છોકરાને રમત ખાતર હાથમાં ધીમેથી નેતરની સોટી મારવાથી તેણે મને નીચેના પ્રશ્ન પૂછ્યા હતા. 'આમાં (નેતરની સોટીમાં) શું છે? (સોટી લાગવાથી) આ ક્યાંથી બોલે છે? (સોટીને હવામાં અફાળી અવાજ કર્યા પછીનો પ્રશ્ન) આ કોણ બોલે છે? ( સોટી પછડાયા છતાં ભાંગી નહિ તે જોઈ)

આ કેમ ભાંગી જતી નથી ? 'મારા જન્મ્યા પહેલાં હું ક્યાં હતો ?' વગેરે. એક ત્રણ વર્ષના બાળકે મને પૂછ્યું, કે 'મને પવન દેખાડો' ઘણાં બાળક ઘણી વખત પૂછે છે, કે 'પવન ક્યાં જતો હશે ?' 'પાંદડાં નીચે શા માટે ખરી પડે છે ?' 'નદી ક્યાંથી આવે છે ?' આ બધી ગાયો કોણે બનાવી?' 'શા માટે બનાવી?' બાળકના પ્રશ્ન કેટલીક વખતે ગૂઢ ને ગંભીર હોય છે, અને કેટલીક વખત માલ વિનાના હોય છે. એક ત્રણ વર્ષની અમેરિકન છોકરીએ તેની માને પૂછ્યુ, કે 'મા, મારી બેન તે હું કેમ નથી ? તેવીજ રીતે એક ચાર વર્ષના છોકરાએ શંકા કરી પૂછ્યુ, કે 'આપણને બે આંખો છે, તે છતાં એક વસ્તુ બે કેમ નથી દેખાતી ?' આવા ચિત્રવિચિત્ર પ્રશ્નો ઉપરાંત તેવા પ્રશ્નોના અનેક દૃષ્ટાંતો આપી શકાય, પરન્તુ તેવા વધારે દૃષ્ટાંત આપવાથી વિશેષ લાભ નથી, તેથી બાળકોના પ્રશ્નોનું સમાધાન કેમ કરવું, તે બાબત ઉપર થોડુંઘણું વિવેચન કરીશું.

---

## *बालकोना प्रश्नोना उत्तर केम आपवा ?

બાળકના પ્રશ્નોના જવાબ ક્યારે આપવા, અને ક્યારે ન આપવા, ન આપવાની પણ કેવી રીતિ હોવી જોઈએ, તે બાબતમાં, માબાપ અને શિક્ષકે બુદ્ધિ તેમજ ડહાપણ વાપરવાની ઘણી જરૂર છે

---

* ...યોગ્ય ઉત્તરથી યોગ્ય પ્રણાલીમા કુતૂહલને દોરીને બાળકને જ્ઞાન આપવું એ ખરૂં છે, પરંતુ અનેક વાર કુતૂહલનો ભાવ મટી વાદ પર શંકાન પ્રશ્નોની ટેવ પણ બાળકને પડી જાય છે; અને વૃથાવાદમાં સ્વભાવ પ્રવેશ કરીને ક્રમે ક્રમે વડીલો તરફની શ્રદ્ધાનો લોપ થાય છે. હાલના જમાનામાં યુવકોમાં અશ્રદ્ધા પ્રબળ થઈ discipline–નિયમબન્ધન–નો ધ્વંસ થએલો કોણ નથી જાણતું ?

રા. રા. નરસિંહરાવ.

જ્યારે બાળકના પ્રશ્નો ઘણા ગંભીર હોય છે, ત્યારે જો માબાપ કે શિક્ષક ઉંચા પ્રકારની કેળવણી પામ્યાં ન હોય, તો તેઓની શંકાનુ સમાધાન તેઓ કરી શકેજ નહિ. આવે વખતે ત્યારે શુ કરવું? ખોટો જવાબ આપવો તે ઘણું નિંદ્ય છે, તે કહેવાની જરૂર નથી. ખોટો જવાબ આપવાથી, બાળકને ખોટું જ્ઞાન આપી, છેતરીએ છીએ, તેટલુંજ નહિ પણ તેમ કરવામાં આપણે પોતેજ છેતરાઈએ છીએ, કારણ કે ખોટું બોલતાં આપણે ઈશ્વરને છેતરી તેના ગુન્હેગાર થઈએ છીએ. પોતાનુ અજ્ઞાન છુપાવવા કરતાં પ્રગટ કરી દેવું એ વધારે સારૂં છે. બાળકને આવે વખતે કહેવું, કે 'પૂછેલા પ્રશ્નનો જવાબ હાલમાં હું દઈ શકું તેમ નથી.' સાધારણ રીતે, બાળક જ્ઞાન મેળવવા ખાતર પ્રશ્ન કરે છે, અને જ્યારે આપણે તેના પ્રશ્નનુ સમાધાન ગમે તે કારણને લઈને કરતા નથી, કે કરી શકતા નથી, ત્યારે તેને ઠીક લાગતું નથી, એ જેણે બાળકને તેના પ્રશ્નનો જવાબ નહિ આપતી વેળાએ જોયાં હશે, તેના ધ્યાનમાંજ હશે. એટલું પણ ધ્યાનમાં રાખવા જેવું છે, કે બાળકો કોઈ વખત, આડાઈ કરી પ્રશ્ન પૂછવા ખાતરજ પ્રશ્ન કરે છે. પ્રશ્ન એ આડાઈ, વૃથાવાદ, અશ્રદ્ધા કે હઠનુ પરિણામ છે, તેવું માલૂમ પડે, તો તેવા પ્રશ્નો કરતાં તેઓને અટકાવવા માટે જરા આંખ દેખાડવી બસ છે. આ વખતે તેઓને તાડન કરવું એ તો અયોગ્ય અને ઘાતકી છે, અને માબાપ કે શિક્ષક અવિચારી છે, તેવું બતાવી આપે છે. જ્યારે કેટલાક પ્રશ્નો એવા હોય, કે જેનું સમાધાન કરતાં છતાં તેઓ સમજી શકે નહિ અથવા જેનું નિરાકરણ કરવું અશક્ય હોય, ત્યારે શું કરવું? બે આંખથી એક વસ્તુ બે કેમ નથી દેખાતી?' 'ઇશ્વર ક્યાં છે?' આ પ્રશ્નોમાં પહેલા પ્રશ્નનું સમાધાન આંખની રચના અને પ્રકાશના નિયમો સમજ્યા વિના થઈ શકે તેવું નથી; પરન્તુ તે શંકાનું સમાધાન આગળ ઉપર થઈ શકે તેવું છે, અશક્ય નથી. બીજા

પ્રશ્નનો ઉત્તર આપવો સાધારણ બુદ્ધિના મનુષ્યને અશક્ય છે, ને તત્ત્વવેત્તાઓને પણ કઠિન પડે તેવો છે. આવા પ્રશ્નનો ઉત્તર સંતોષકારક રીતે આપવા અશક્ય છે, અથવા લગભગ અશક્ય છે, ત્યારે બાળકો આવા પ્રશ્નો પૂછે તો શું તેઓને ધમકાવી કાઢી મૂકવાં? ના, નહિજ. બાળક પ્રશ્ન કરે તેના જવાબમાં એટલુંજ કહેવું બસ થશે કે, 'તું મોટું થશે ત્યારે સમજશે.' 'હાલમાં તારાથી સમજાશે નહિ.' અસભ્ય પ્રશ્નો જેવા કે-'મા, મારો ભાઈ જન્મ્યા પહેલાં ક્યાં હતો'? 'હું ક્યાંથી આવ્યો?' વગેરેના જવાબ પણ ઉપર બતાવ્યા પ્રમાણે આપવા, અથવા તે વખતે બાળકનું ધ્યાન બીજી યુક્તિથી બીજા વિષય તરફ દોરી જવું. કેટલાંક માબાપ, આવા પ્રશ્નોનું સમાધાન, 'તને વાંદરો છાપરાં ઉપરથી મૂકી ગયો' 'તારો ભાઈ બીજે ઘેર અથવા ઘરના ઉપરના માળમાં હતો' આ પ્રમાણે કરે છે. આ પ્રમાણે શંકા નિવારણ કરવામાં, જો કે જૂઠું બોલવાની જરૂર નથી, તોપણ બાળક, આડાઈ કરી, પોતાની માને પજવે છે, ત્યારે મા આવી યુક્તિપ્રયુક્તિથી, તેના મનનું સમાધાન કરે છે. તેની કલ્પનાશક્તિ તીવ્ર હોવાથી, મા જે કહે છે તે ખરૂં છે, તેવો સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તેનું કહ્યું તે કબૂલ રાખે છે. મને લાગે છે, કે આ જાતનું જૂઠું જાણી જોઈને, બાળકને કોઈ પણ પ્રકારે શાંત કરવા માટે, મા બોલે છે, અને લાંબી પંચાત કરવાને બદલે, ટૂંકું ને તરત સમાધાન થાય તેવું સાધન, તે શોધી કાઢે છે, પણ તેમ કરવા કરતાં 'તું મોટું થશે ત્યારે સમજશે,' તે પ્રમાણે ખુલાસો કર્યો હોય, તો તેથી માનું કામ ન સરે? હરકોઈ પ્રકારે બાળકના પ્રશ્નોનું સમાધાન કરો, પરંતુ એ તો ખુલ્લુંજ છે, કે બાળકના પ્રશ્નો પુખ્ત વયનાં માણસની બુદ્ધિની બરાબર કસોટી કરે છે.

---

## બાળકના વિચાર.

બાળક વિચાર કરવામાં, કલ્પનાશક્તિનો ઉપયોગ કરે છે. કુદરતમાં જે જે બનાવ બને છે, તેનાથી, જંગલી માણસની પેઠે, તેઓ બીએ છે. વિદ્યુત, ગર્જના, વરસાદ, વગેરે બનાવો વિષે, તેઓ વિચિત્ર મત બાંધે છે, કોઈ દેવ કે દેવી ઘણી મસાલો બાળે છે, તેનો જે પ્રકાશ પડે છે, તે પ્રકાશ વિજળી. કોઈ દેવ કે દેવી જોરથી ચાલે છે, બોલે છે, પોતાનો રથ જોરથી હાંકે છે, અથવા મોટો દડો ગબડાવે છે, તેથી જે અવાજ થાય છે તે ગર્જના. ઈશ્વર ચારણીમાંથી પાણી રેડે છે તે વરસાદ. જે જે વસ્તુ નક્કર નથી, તેને પણ બાળક નક્કર ધારી પકડવા જાય છે. છાપરામાંહેનાં છિદ્રમાંથી આવતાં ને દોરી જેવાં દેખાતાં સૂર્યનાં કિરણને તે પકડે છે, તેમજ જમીન ઉપર પડતાં ચાંદરડાંને ઉપાડે છે. ત્રણ વર્ષના એક છોકરાએ મને કહ્યું, કે 'આ ( ચાંદરડું ) હું ઉપાડું છું, તોપણ અહિંથી ઉપડતું નથી.' આ જાતના દૃષ્ટાંત ઉપરથી સિદ્ધ થાય છે, કે બાળક દરેક વસ્તુને પ્રથમ નક્કર ધારે છે. પોતાના પડછાયાને પકડવા જતાં કે તેને લાકડી મારતાં બાળકોને ઘણાએ જોયાં હશે. મનુષ્યો ચાલે છે, ને તેનામાં જીવ છે, માટે દરેક ચાલતી વસ્તુમાં પણ જીવ છે તેમ તેઓ ધારી લે છે. વહેતા પાણીમાં, ખરી પડતાં પાંદડાંમાં, ઉડતાં પીછાંમાં, ચાલતા એન્જીનમાં ( વરાળયંત્રમાં) અને ઉંચે ચડતા ધૂમાડામાં જીવ છે તેવું તેઓ કાંઈ પણ શંકા કે આંચકો ખાધા વિના માની લે છે. જેમ ગતિને લીધે નિર્જીવ પદાર્થને જીવવાળાં ધારે છે, તેમજ નાદને લઈને પણ નિર્જીવ પદાર્થને સજીવ ધારે છે. રબરની ચીંચીં કરતી પૂતળીઓ કે અવાજ કરતાં રમકડાંમાં જીવ છે તેમ તેઓ ખાત્રીથી માની લે છે. જેમ માણસો વખત જતાં મોટાં થાય છે, તેમજ નિર્જીવ વસ્તુ પણ વધે છે, તેવું

તેઓનું ધારવું હોય છે. એક નાના બાળક વિષે એવો દાખલો આપવામાં આવેલો છે, કે તે બાળક પોતાની લાકડી વખત જતાં મોટી થશે, તેમ ધારતું હતું. [1]બાળકને અંતરનું—વસ્તુ દૂર છે કે નજીક—પણ ઘણુંજ થોડું ભાન હોય છે. તારા, સૂર્ય, ચંદ્ર, બીજા દેશો તેમજ બીજાં શહેરો, પોતાના ઘરથી બહુ દૂર છે, તેવો ખ્યાલ તેઓને આવતો નથી. અંતર સંબંધે, તેઓ એટલી મોટી ભૂલ કરે છે, કે ઘણાં બાળકો ચંદ્રને અડકવા પોતાના હાથ ઉંચા કરે છે. ને ચંદ્રને પકડવા ઉછાળા મારે છે. જ્યારે ધીમે ધીમે બાળકને અંતરનું ભાન થવા લાગે છે, અને ચંદ્રને હાથ ઉંચો કરી પહોંચી શકાય એટલો નજીક ધારવાને બદલે, બેચાર નિસરણીઓ એકઠી કરી હોય, તો પહોંચાય તેટલો દૂર ધારે છે. બાળકના વિચાર, જેવા અંતર સંબંધે ભૂલભરેલા હોય છે, તેવાજ વસ્તુના કદ સંબંધે પણ હોય છે. વસ્તુનું કદ અંતર વધવાથી ઓછું દેખાય છે, એ નિયમથી તેઓ અજ્ઞાત હોવાને લીધે, સૂર્ય, ચંદ્ર, તારા, વગેરેનું પૃથ્વી ઉપરથી દેખાતું કદ ખરૂં છે, તેમ તેઓ ધારે છે.[2] સંખ્યાના સંબંધમાં પણ તેઓના વિચાર ગુંચવણભરેલા હોય છે. મોટી સંખ્યાનો વિચાર, તેઓ કરી શકતાં નથી. નાની સંખ્યાની સમજણ વસ્તુઓને પ્રત્યક્ષ દેખાડી આપી શકાય છે, જેમકે–બે રૂપીઆ, પાંચ કેરી, દસ દડા, પરન્તુ મોટી સંખ્યા, જેમકે–પાંચસો માણસ, દસ હજાર ઘોડા, વીસ લાખ રૂપીઆ, વગેરેનો ખ્યાલ તેઓને આપી શકાતો નથી.

---

૧ પદાર્થપાઠ આપતી વેળા વસ્તુઓને પ્રત્યક્ષ મપાવવામા, અને આમ કરી અંતર કે માપ સંબંધે ચોકસ જ્ઞાન આપી આંખ કેળવવામાં, તેમજ લખોટા, પૈસા, વગેરે ચીજો પ્રત્યક્ષ ગણાવી સંખ્યાનું જ્ઞાન આપવામા જે તત્વ સમાએલું છે તે આ ઉપરથી સમજાશે.

૨ પુખ્ત વયનાં અજ્ઞાન મનુષ્યો પણ એમજ સમજે છે.

## બાળકના ઈશ્વર સંબંધે વિચારો.

ધર્મનુ શિક્ષણ આપતી વેળા, કે તે સિવાય અનેક પ્રસંગે, ઇશ્વરની શક્તિ વિષે બાળકને બોધ કરવામાં આવે છે. ઇશ્વર કેવો હશે, તે સંબંધે તેઓ ભિન્ન ભિન્ન વિચારો બાંધે છે. કેટલાંક બાળક, તેને ઘણો મોટો અને નીલ રંગનો માને છે, ત્યારે વળી કેટલાંક તેને એક મોટો રાક્ષસ માની લે છે. તેને રહેવાનાં ઘર વિષે પણ તેઓ અનેક કલ્પનાઓ દોડાવે છે. કેટલાંક બાળક ધારે છે, કે તે ચંદ્ર ઉપર રહે છે. બીજાં કેટલાંક તારાઓને તેનું ઘર ઠરાવે છે, તો બીજા વળી વાદળાં અને આકાશને તેનું ઘર માને છે. બાળકની કલ્પનાશક્તિ પ્રબળ હોવાથી, તર્કશક્તિ અને વિવેકશક્તિ ખીલેલી ન હોવાથી, મર્ત્યના જેવા વિચાર ને તેના જેવી લાગણી ઇશ્વરને છે, તેવી તેઓની માન્યતા હોય છે. પ્રો. સલી, એક સાત વર્ષની છોકરીનુ દૃષ્ટાંત આ પ્રમાણે આપે છે. જ્યારે આ સાત વર્ષની છોકરીનો દાદો ગુજરી ગયો, ત્યારે તે ઇશ્વરને પ્રાર્થના કરવા લાગી, કે "હે દયાળુ ઇશ્વર, દાદા તમારી પાસે આવ્યા છે, દયા કરી, તેની સભાળ રાખજે. મહેરબાની ખાતર ધ્યાન આપી, તેના ઓરડાનુ બારણું બંધ રાખજે, કારણ કે તેનાથી (વૃદ્ધાવસ્થાને લીધે) પવન ખમી શકાતો નથી." મનુષ્યની રીતભાત જેવીજ ઇશ્વરની પણ રીતભાત હોય છે, તેવા વિચારથી બાળક ઉપર પ્રમાણે પ્રાર્થના કરે છે, તે દેખીતુંજ છે. આજ કારણને લીધે, એક ચાર વર્ષની છોકરીએ પ્રશ્ન કર્યો, કે "ઇશ્વરને પત્ની છે કે નહિ?" તે સર્વ શક્તિમાન છે, એટલે તે સઘળી વસ્તુ બનાવી શકે છે, તેવું તેના જાણવામાં આવે છે, ત્યારે પહેરવાનાં કપડાં, પૈસા, વગેરે તેજ બનાવે છે, તેમ તેઓ ધારે છે. ઇશ્વર સર્વવ્યાપક છે, તે સિદ્ધાન્ત ઉપરથી, એક ચાર વર્ષની છોકરીએ વિસ્મય પમાડે તેવું અનુમાન કાઢી, તેની

માને કહ્યું, કે 'થોડા દિવસ પહેલાં આપણો ઓળખીતો માણસ મરી ગયો છે, તે આ ઓરડામાં છે.' માએ અચંબો પામી કહ્યું, કે 'ના, તે અહિં ક્યાંથી હોય?' છોકરીએ હિંમતથી જવાબ આપ્યો, કે 'તે અહિંજ છે, કારણ કે તમે મને કહ્યું હતું, કે ઇશ્વર સર્વવ્યાપક છે, અને તેથી તે આ ઓરડામાં પણ છે. આપણો ઓળખાતો માણસ મરી ગયા પછી ઇશ્વર પાસે ગયો છે, અને ઇશ્વર આ ઓરડામાં છે, માટે તે માણસ પણ અહિંજ છે.' કલ્પનાશક્તિ અને તર્કશક્તિનો કેવો સંયોગ!!! ઇશ્વરનાં મહત્ત્વ વિષે બોધ આપતાં ઘણી સભાળ રાખવાની છે. આવું કઠિન અને ઉચા પ્રકારનુ જ્ઞાન દેવામાં તેમજ મેળવવામાં, પુખ્ત વિચાર, શુદ્ધ તર્ક અને પાકા અનુભવની જરૂર છે, તે ખુલ્લુંજ છે.

---

## બાળકની ભાષા.§

ભાષા બોલવાની શક્તિ પહેલાં, નાદ કરવાની શક્તિ ઇશ્વરે બાળકને પ્રથમ આપેલી જણાય છે. બાળક જન્મે છે, કે તરત તેના મોંમાંથી પ્રથમ નાદ–રડવું–નીકળે છે. બાળકનુ રડવું, તેના દુઃખની લાગણીદર્શક ચિહ્ન છે. ભુખ, તૃષા, ટાઢ કે તાપ લાગવાથી તેઓને દુઃખ થાય છે, તેથી પોતાનુ દુઃખ બતાવવા, તેમજ પોતાને જોઇતી ચીજો પૂરી પાડવાને સૂચવવા તેઓ રડે છે. બાળકને જોઇતી ચીજો મળવાથી, તે સંતોષ પામે છે, અને આ સતોષ તે પોતાનું મોં મલકાવી, કે હસીને દર્શાવે છે. હસતાં જે નાદ કે અવાજ નીકળે છે, તે સુખદર્શક ચિહ્ન છે. બાળસ્વભાવના પ્રતિષ્ઠિત અવલોકન કરનાર જર્મન પ્રો.

§No part of the life of a child appeals to us more powerfully perhaps than the first use of our language.
SULLY.

પ્રેયર ધારે છે, કે નાનું બાળક હાથપગ ફેંકાળી, જે જે આનંદનાદ કરી મૂકે છે, તે તે નાદની અંદર, મોટાં થતાં જે જે સ્વરો વાપરવાની જરૂર પડે છે, તે તે સ્વરો સમાએલા છે. તદન નાની વયના નાદ, માત્ર સુખ કે દુઃખદર્શકજ છે. તે કાંઈ પોતાની ઇચ્છાનુસાર કરેલા હોતા નથી. બાળક જેમ જેમ મોટું થતું જાય છે, તેમ તેમ નાદ થવાથી તેને આનંદ થતો હોય તેવું જણાય છે, તેથી ક્રમે ક્રમે પોતાના આનંદને માટે, પોતાનીજ ઇચ્છાથી, તે નાદ કરતાં શીખે છે. પોતાની ઇચ્છાઓ બતાવવા બાળક ભાષાનો ઉપયોગ કરી શકે છે, તે પહેલાં તે તે ઇચ્છાઓ, નિશાની કરી દર્શાવે છે. ભાષાજ્ઞાન, ઘણે ભાગે, બાળક અનુકરણથી મેળવે છે, પણ નવાઈ જેવી વાત એ છે, જે કેટલાંક બાળક, કોઈ પણ સમયે કે કોઈ પણ સ્થાને સાંભળેલા શબ્દોમાંથી નવીન શબ્દો (ઘણે ભાગે સંયુક્ત શબ્દો) ઘડી કાઢે છે. બાળક વસ્તુને, જેમકે–કેરીને–ઓળખવા માટે તે વસ્તુસૂચક શબ્દ તેમજ તે વસ્તુ ઉપર ધ્યાન આપે છે. કેરી શબ્દનું ઉચ્ચારણ કરી, પ્રત્યક્ષ પડેલાં કેરીનાં ફળ તરફ બાળકનું ધ્યાન ખેંચીએ, તો તે વસ્તુ અને વસ્તુસૂચક શબ્દ વચ્ચેનો સંબંધ બાળક સમજવા લાગે છે.*

પોતાને જોઈતી ચીજ બાળક પ્રથમ નિશાની કરી માગે છે, અને જ્યારે નિશાની કરી માગવાનો કાળ વ્યતીત થાય છે, ત્યારે તે, વસ્તુસૂચક શબ્દ વાપરવા પ્રયાસ કરે છે. આ જાતનો પ્રયાસ, સાધારણ રીતે, બાળક દોઢ વર્ષની વયે કરી શકે છે. એવા પણ ઘણા દાખલા મળી આવે છે, કે નવદસ મહિનાનું બાળક, શબ્દના ઉચ્ચારનું અનુકરણ સારી રીતે કરી શકે છે.

---

* સ્વર તથા વ્યંજનનું જ્ઞાન આટલાજ કારણથી વસ્તુનાં નામ સાથે જોડી આપવામાં આવે છે; જેમકે—અજગરનો 'અ', નગારાનો 'ન'.

## આપણા શબ્દનું અનુકરણ કરતાં શબ્દનું મૂળ રૂપ બાળક ફેરવી નાંખે છે.

અનુકરણ કરવામાં, બાળકો કેવાં આડે રસ્તે દોરાઈ જાય છે, તે હવે આપણે જોઈએ. શબ્દોને ઉલટા બોલવાની, શબ્દ વચ્ચેના અક્ષર મૂકી દેવાની, અક્ષરનો ક્રમ ફેરવી નાંખવાની, કે મૂળ શબ્દને બદલે યથારુચિ જુદોજ શબ્દ વાપરવાની ભૂલો ઘણી વખત બાળકો કરે છે. આવી ભૂલો થવાનું ખરૂં કારણ એ લાગે છે, કે શબ્દના શુદ્ધ ઉચ્ચાર કરવા તેઓને મુશ્કેલ લાગે છે. તેઓને લાંબા શબ્દોનું અનુકરણ કરવું ફાવતું નથી, તેથી જેમ બને તેમ તેવા શબ્દો સહેલથી કેમ બોલાય, તેવી યુક્તિ શોધી કાઢવા તેઓ મથે છે. લાંબા અને જોડાક્ષરો બોલવાની મહેનત લેવાને બદલે, શબ્દનો પહેલો, છેલ્લો અથવા તો કોઈ પણ ભાગ બોલવાની, તેઓ હિંમત ધારે છે. મારા જોવામાં તો એવું આવ્યું છે, કે ઘણાં બાળકો શબ્દનો છેલ્લો ભાગ ઝટ બોલી દે છે. આ છેલ્લો ભાગ બોલી દેવાનું કામ સરળ છે, કારણ કે તે ભાગ છેલ્લો બોલાએલો હોવાથી, પહેલા ભાગ કરતાં તે ભાગની છાપ બાળકનાં મગજ ઉપર તાજીજ પડેલી હોય છે, ને તેથી જો છેલ્લો ભાગ બોલવાનું વલણ ઘણાં બાળકમાં જોવામાં આવતું હોય, તો તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. એવું પણ જોવામાં આવે છે, કે શબ્દના જે સ્વર કે વ્યંજનના ઘાત શુદ્ધ થાય છે તે ભાગનું, વ્યંજન કરતાં સ્વરનું અનુકરણ, તેઓ ત્વરાથી કરી શકે છે. વ્યંજનમાં, ર, લ, શ, ષ, સ, ધ, ઢ, જ, ઝના અને સ્ત, સ્ટ, ક્ર, વગેરે જોડાક્ષરના ઉચ્ચાર કરવાનું તેઓને ફાવતું નથી. નીચે થોડાએક નમુના આપેલા છે, તે ઉપરથી સમજાશે, કે બાળક શબ્દના ઉચ્ચાર કરવામાં કેવી રીતના ફેરફાર કરે છે. ફટાકીઆને બદલે કકાટીઆ,

બીસ્કીટને બદલે બીકીટ, સલામને બદલે સમામ, ગુડમોર્નિંગ (સવા-રની સલામ) ને બદલે ગુડોનીંગ, એ પ્રમાણે ઉચ્ચાર કરતાં બાળકોને સાંભળવામાં આવે છે. શબ્દો બોલતાં, તે શબ્દોને બેવડા કરી બોલ-વાનું પણ તેઓનામાં વલણ હોય છે; જેમકે-બાને બદલે બાબા, જીને બદલે જીજી, અને ના બદલે નાના.

## શબ્દનો ઉપયોગ.

શબ્દનો અર્થ સમજ્યા પછી, તે શબ્દનો ઉપયોગ, બાળક મન-ગમતી રીતે કરે છે. વિદ્વાન્ લેખક રોમાનીઝ પોતાના બાળકનું દૃષ્ટાંત આપે છે, તેમાં લખે છે, કે 'મારૂં બાળક' 'તારો' ( Star') ગમે તે ચળકતા પદાર્થને માટે વાપરતું.' શબ્દને આવી છૂટથી બાળક વાપરે છે, તે સ્વાભાવિક છે, કારણ કે બાળકનું ચિત્ત, સામાન્ય ગુણ—ચળકાટ—તરફ જલદીથી દોરાય છે. મી. ટૅન તેવોજ બીજો દૃષ્ટાંત રજુ કરે છે. તે કહે છે, કે એક બાળક કે જે એન્જીનને (વરાળયંત્ર) માટે "ફૂફૂર" શબ્દ વાપરતું હતું, તે કોઈ પણ ઉકળતા ને સણુ-સણાટ અવાજ કરતા પ્રવાહીથી ભરેલાં વાસણ, જેવાંકે—ચાની કીટલી, ઉના પાણીનો દેગ-તેને માટે તેજ 'ફૂફૂર' શબ્દ વાપરતું. જંગલી માણસોમાં પણ આવીજ ખાસ્યત જોવામાં આવે છે. તેઓને જ્યારે દર્પણ દેખાડવામાં આવે છે, ત્યારે દર્પણ માટે "પાણી" શબ્દ વાપરી દર્પણને પોતે ઓળખી શકે છે, તેવું બતાવે છે.

## શબ્દ પછી વાક્ય.

શબ્દ બોલતાં આવડયા પછી બાળક નાનાં નાનાં વાક્યો બોલતાં શીખે છે; પરન્તુ વાક્યરચનાની સમજણ તેઓનામાં હોતી નથી. ગદ્યમાં

પ્રથમ કર્તા ને પછી ક્રિયાપદ, એમ આપણે મૂકીએ છીએ. ઘણાં બાળક પહેલાં ક્રિયાપદ અને પછી કર્તા મૂકે છે. જ્યારે આપણે પોતાની વાત કરતાં 'હું' સર્વનામ વાપરીએ છીએ, ત્યારે બાળક પોતાનુ નામ દઈ, જે કહેવાનું હોય છે, તે કહે છે. બે વર્ષનું બાળક 'મારે ખાવું છે' તેમ બોલવાને બદલે 'ખાવું છે મારે' અથવા ખાવું છે કલાબાને, (પોતાનું નામ દઈને) એમ બોલે છે. આખુ વાક્ય બોલવાની મહેનત ન લેતાં, આખા વાક્યનો અર્થ, એકજ શબ્દથી દર્શાવે છે, જેમકે-'ઉપર' શબ્દ બોલી, અમુક પદાર્થ ઉપર પડેલો છે, અથવા ઉપર પડેલો પદાર્થ તેને જોઈએ છે, અથવા ઉપરનો પદાર્થ નીચે ઉતારો, કે અમુક પદાર્થ ઉપર મૂકો, તેમ સૂચવે છે. 'ઉપર' શબ્દ બોલતી વેળા, જેવો જેવો અર્થ સૂચવવો હોય, તેવી તેવી નિશાની હાથ વતે બાળક કરી દેખાડે છે.

---

## पुख्त वयनां माणसोनी संकुचित के गर्भित भाषा बाळको समजी शकतां नथी.

સંકુચિત કે ગર્ભિત ભાષા, બાળકો સમજી શકતાં નથી. આપણે જાણીએ છીએ, કે આપણા તેમજ બીજા દેશોમાં, નાટક કે તેવા જાતના ખેલોમાં બાળકની અર્ધી ફી હોય છે. એક વખત અમેરિકામાં એવી જાહેર ખબર નીકળી, કે અમુક ખેલમાં બાળકની અર્ધી ફી લઈ, તેઓને દાખલ કરવામાં આવશે. આ વાક્યને ટુંકામાં 'બાળક અર્ધી ફીએ' એમ લખવામાં આવ્યું હતું. એક બાળકે 'બાળક અર્ધી ફીએ' તેનો અર્થ એવો કર્યો, કે જીવતાં બાળક અર્ધી કિંમતે ખરીદી શકાય છે. તેના મનમાં એમ લાગ્યું, કે બાળક પહેલાં મોંઘાં મળતાં હતાં, તે હવે સોંઘાં મળવાનાં છે, જેથી તે બાળકે પોતાની માને કહ્યું

કે 'મા, હવે બાળક સસ્તાં મળે છે, માટે એક બાળક ખરીદો'!!! કેવી ખૂબી!!! આપણા વાક્યનો અર્થ બાળક કેવો કરે છે, તે આપણે ઘણી વખત જાણી શકતા નથી, કારણ કે કેટલીક વખત, આપણા બોલ્યા પછી, તેને પાછો જવાબ દેવાની જરૂર પડતી નથી, અથવા પાછો જવાબ દેવા તક મળતી નથી. કેટલાંક બાળક, શરમને લીધે, કે પોતાનું અજાન છુપાવવા આપણું વાક્ય તેઓ સમજ્યાં છે કે નહિ તે કહેતાં નથી.* જ્યારે કોઈ વખતે આપણે કહીએ છીએ, કે 'તેલમાં માખી ડૂબી' ત્યારે તે વાક્યનો ગર્ભિત અર્થ બાળક સમજી શકતાં નથી. તેલ અને માખીને માટે તેઓ આસપાસ જોવા લાગે છે, અને માખી કે તેલ દેખાતાં નથી, ત્યારે આશ્ચર્ય પામે છે. વાક્યનો ગૂઢાર્થ ભાષાનું સારૂં જ્ઞાન થયા વિના ન સમજાય એ દેખીતુંજ છે.

## मूळने वळगी रहेवानुं वलण.

બાળકો શબ્દોને યથેચ્છ મરડીમચડી નાંખે છે ખરાં, પણ આ વલણ કરતાં તદ્દન વિરુદ્ધ જાતનું વલણ પણ તેઓનામાં વારંવાર દેખાય છે. શબ્દોના જે પ્રમાણે ઉચ્ચાર કરવામાં આવતા હોય, તે પ્રમાણે ઉચ્ચાર કરવામાં, તેમજ વાક્યોને તેના મૂળ સ્વરૂપમાં બોલવામાં બાળક ઘણાં કાળજીવાળાં હોય છે. આમ કરવામાં, તેઓની તીવ્ર સ્મરણ-શક્તિ તેઓને ઘણી મદદ કરે છે. કેટલાંક બાળકો તો એટલાં બધાં

* શિક્ષણ આપતી વેળા પ્રશ્ન પૂછી આપણું સમજાવેલું બાળકો સમજ્યાં છે કે નહિ તે નક્કી કરવાની કેટલી બધી જરૂર છે તે આ ઉપરથી સમજાશે. મોટી ઉમરના વિદ્યાર્થીને પણ શિક્ષણ આપતી વેળા પ્રશ્ન પૂછવાની પદ્ધતિ તેટલીજ જરૂરની છે.

ચાલાક હોય છે, કે એકની એક વાર્તા ફરીથી કહેવાની વેળા, જો તેમાં એક પણ બાબત રહી ગઈ હોય છે, તો વાર્તા કહેનારને તેઓ રહી ગએલી બાબત તરત યાદ દેવરાવે છે. વાર્તાના ક્રમમાં જરા ભુલ થઈ હોય છે, તોપણ તેઓ સુધારે છે. સ્મરણશક્તિનો કેવો પ્રભાવ! સત્યને માટે કેવી કાળજી!!!

---

# મનોભાવવિભાગ.

## બાળકની લાગણી.

બાળકના મનમાં જે જે વિચાર હોય છે, તે ભાષાના જ્ઞાન વિના તેઓ સારી રીતે દર્શાવી શકતાં નથી, પણ લાગણીના સંબંધમાં તેમ નથી. જુદી જુદી લાગણીઓ દર્શાવવાનાં તેઓને અનેક સાધન હોય છે. સુખની લાગણી, મોં મલકાવવાથી કે હસવાથી, તેજવાળી આંખથી, મોંના અવાજથી, અને હાથપગની હીલચાલથી, તેમજ દુઃખની લાગણી મો કડવું કરવાથી, રોવાથી, હાથપગને જોરથી ઉછાળવાથી, પ્રદર્શિત કરવામાં આવે છે. બાળકની લાગણીના સંબંધમાં એ પણ ખરૂં છે, કે તેઓ પોતાની લાગણી તેના ખરા સ્વરૂપમાં બહાર દેખાડે છે, કારણ કે ખરી લાગણીઓ યુક્તિથી દબાવી દેવાની ચતુરાઈ તેઓમાં હોતી નથી. પુખ્ત વયનાં મનુષ્યો, પોતાની લાગણીઓ, કેટલેક દરજ્જે, ગુપ્ત રાખી શકે છે, અને ટેવથી કેટલાક તો, પકડાયા વિના, ખરી લાગણી કરતાં તદ્દન વિરુદ્ધ જાતની લાગણી બતાવી શકે છે. બાળક તેમ કરી શકતાં નથી, તેથી તેની ખરી લાગણી સમજવાનુ, અને તેને અનુસરી બાળકને કેળવવાનું કામ સહેલું થઈ પડે છે.

## બીક.

બાળકની બધી લાગણીઓમાં બીકની લાગણી વિશેષ બહાર પડી આવે છે. બાળક જન્મથીજ બીકણ છે, કારણ કે તે નિર્બળ ને અજ્ઞાન હોય છે. સાધારણ નિયમ એવો છે, કે જ્યાં જ્યાં અજ્ઞાન અને ઓછી શક્તિ, ત્યાં ત્યા વધારે બીક. ડૉ૦ સ્ટૅન્લી હૉલ કહે છે, કે બાળક પાંચથી સાત વર્ષની અંદર વધારે બીએ છે, કારણ કે આ વર્ષની અંદર તેઓની કલ્પનાશક્તિ ઘણી બળવાન હોય છે, અને પ્રબળ કલ્પનાશક્તિથી બાળકની બીકમાં વધારો થાય છે. એવાં બાળક ક્વચિતજ જોવામાં આવે છે, કે જેઓને જરા પણ બીક ન લાગતી હોય. ડૉ૦ સ્ટેન્લી હાલ જણાવે છે, કે ત્રણસો માણસનુ અવલોકન કર્યા પછી માત્ર બેજ જણ બીક વિનાનાં માલૂમ પડયાં હતાં. કયા કયા પદાર્થની અને શા શા કારણથી બાળકને બીક લાગે છે, તે સમજવા અવલોકન કરવાની તેમજ અનુભવની બહુ જરૂર છે.

---

## બીકનાં ચિહ્નો.

બાળકને ભય લાગે છે, ત્યારે જે જે ભયસૂચક ચિહ્નો જોવામાં આવે છે, તે નીચે પ્રમાણેઃ—

શરીર ધ્રૂજે છે, અને શ્વાસ જોરથી ચાલે છે. બાળક હાથપગ કે માથું એકદમ ફેરવવા લાગે છે, ને આંખથી તાકીને જોઈ રહે છે. પોતાનું મોં સંતાડી દે છે, તેમજ ચીસો પાડવા લાગે છે; મોં ઘણું ફીકું પડી જાય છે, વગેરે.

## बीक लागवानां मुख्य कारण.

### ૧. વસ્તુનાં મોટાં કદથી.

હાથી જેવા મોટા પ્રાણીને જોઈને, કે દરીઆ જોવાથી, બાળક બીકથી સ્તબ્ધ બની જાય છે, અને બીકથી વખતે રડવા પણ લાગે છે.

### ૨. મોટા અવાજથી.

તોપના ધડાકાથી કે ગાડીના ગડગડાટથી, તેમજ કોઈ પણ જાતના મોટા ને ગંભીર અવાજથી, બાળક થડકી જાય છે, સ્તબ્ધ બની જાય છે, અને છેવટે રડવા લાગે છે.

### ૩. અજાણી વસ્તુ તેમજ કાળા રંગથી.

અજાણ્યા માણસની પણ બાળકને બીક લાગે છે, અને આવા માણસે જો કાળો પોશાક પહેર્યો હોય છે, તો વળી વધારે બીક લાગે છે. બાળકને અજવાળામાંથી અંધારામાં લઈ જવામાં આવે છે, તોપણ તે ગભરાય છે, મૂઢ બની જાય છે, પાસેના માણસને વળગી રહે છે, અને બીકથી રોઈને ચીસો પાડવા લાગે છે.

### ૪. તીણા કે એકાએક નીકળતા અવાજથી.

ધાતુના તાર ઉપર લાકડી મારવાથી જે તીણો અવાજ નીકળે છે તેનાથી, તેમજ ન કળી શકાય તેવી જગ્યાએથી નીકળતા અવાજથી, તેઓ બીતાં જણાય છે. કેટલીક પુતળીઓને દાબવાથી જે અવાજ નીકળે છે, તેનાથી તેઓ કેવાં બીએ છે, તે .ઘણાના જાણવામાં હશે.

### ૫. સ્થાનના ફેરફારથી.

બાળકને એક જગ્યાએથી બીજી જગ્યાએ, અથવા એક ગામથી બીજે ગામ લઈ જવાથી, બીક લાગતી જણાય છે.

### ૬. પદાર્થ ખંડિત કે વિરૂપ થવાથી.

રમકડાંનો હાથ કે પગ તૂટી જવાથી, બાળકને બીક લાગે છે, તેમજ અચંબો ઉત્પન્ન થાય છે. હંમેશાં નજરે પડતા પદાર્થમાં એકાએક વિકૃતિ માલૂમ પડવાથી બાળક ગભરાય છે. મોંને વિરૂપ કરવાથી નાનાં બાળક કેવાં ગભરાય છે, તે, જેઓ મોની વિકૃતિ કરી નિર્દય થઈ, કુમળાં બાળકને બીવરાવે છે, તેઓનાથી અજાણ્યુ નથી.

### ૭. ચાલતા પદાર્થથી.

ચાલતાં જીવજંતુથી બાળકો બીએ છે, એટલુંજ નહિ, પણ કમાનથી, ચાલતાં રમકડાંથી, અને ભીંત ઉપર ચાલતા પડછાયાથી પણ તેઓ બીએ છે. પ્રથમ દર્શને ચાલતાં રમકડાંથી ઉત્પન્ન થએલી બીક થોડા વખત પછી ટેવને લીધે ઓછી થઈ જાય છે, અને જે રમકડાં બીકનું કારણ હતાં તેજ રમકડાં આનંદનું કારણ થઈ પડે છે.

ઉપર આપેલાં કારણોથી ઘણાંખરાં બાળકો બીએ છે, પણ અપવાદરૂપે, કેટલાંક, *બીક લાગે તેવા પદાર્થ તરફ ભાવ બતાવતાં જણાય છે. વળી કેટલાંક બાળક, અમુકજ જાતના અવાજથી બીતાં હોય તેવું પણ લાગે છે, કારણ કે પ્રો૦ પ્રેયરનો છોકરો, કાચના પ્યાલા ઉપર આંગળી ઘસવાથી થતા અવાજથી બીતો હતો; જ્યારે તેજ છોકરો મેઘની ભયંકર ગર્જના સાંભળી ખુશ થતો હતો !

---

## પ્રાણીનો ભય.

બાળક નાનાંમોટાં પ્રાણીઓથી, અને મુખ્યત્વે કરી, હિંસક પ્રાણી, જેવાંકે–સિંહ, વાઘ, વગેરેથી કેમ બીતાં હશે ? મી૦ ડાર્વિનનું

---

*પ્રખ્યાત કવિ સ્કાટ જ્યારે નાનો હતો, ત્યારે વિદ્યુત્ જોઈને ખુશ થતો હતો.

એવું ધારવું છે, કે મનુષ્યમાત્રને બીક વારસામાં મળેલી છે. તે કહે છે, કે જ્યારે આપણા વડવા જંગલી અવસ્થામાં હતા, ત્યારે તેઓને વાઘ, વરૂ, વગેરે પ્રાણીઓની બહુ બીક લાગતી હતી, અને તેથી તેજ બીક આપણને પણ વારસામાં ઉતરી છે. મી૦ ડાર્વિન પોતાના બે વર્ષનાં નાનાં બાળકનો દાખલો આપી કહે છે, કે જ્યારે તેને હું એક વખત, પ્રાણીઓના સંગ્રહસ્થાનમાં લઈ ગયો, ત્યારે તે બાળકને સિંહ, વાઘ, વગેરે જોઈને બીક લાગી. તે હિંસક પ્રાણીઓનાં કદ ને તેઓના ક્રૂર સ્વભાવ વિષે, તેને કોઈ પણ દિવસ કાંઈ પણ વાત કરવામાં આવી નહોતી. આ જાતનાં પ્રાણીઓને જોવાનો તેને પહેલોજ પ્રસંગ હતો, તેમ છતાં તે પ્રાણીઓની બીક તેને શાથી લાગી ? મી૦ ડાર્વિન કહે છે, કે વારસામાં ઉતરી આવેલા ભયને લીધે. સિંહ કે વાઘનો ભય, વારસામાં મળેલા ભયને લીધે ઉત્પન્ન થયો, તેમ નક્કી કહી શકાય નહિ, કારણ કે પ્રાણીઓના મોટા કદથી, તેમજ તે પ્રાણીઓ પહેલીજ વખત જોવામા આવ્યાં તેથી, બાળકને બીક કેમ નહિ લાગી હોય ? એમ કબૂલ કરીએ, કે મોટાં પ્રાણીની બીક વારસામાં મળી છે, પરન્તુ નાનાં અને અહિંસક પ્રાણીઓની–ઉંદર, દેડકાં, વગેરેની બીક બાળકને લાગે છે, તેનો ખુલાસો કેમ કરવો ? મને લાગે છે, કે મોટાં પ્રાણીનો ભય લાગવાનાં બે કારણ છે; એક તો વારસામાં ઉતરેલો ભય; અને બીજું નવાં ને કદાવર પ્રાણીઓને જોવાનો પહેલોજ પ્રસંગ. નાનાં ને ઇજા ન કરે તેવાં પ્રાણીઓનો ભય લાગવાનું કારણ તો માત્ર એટલુંજ લાગે છે, કે બાળકોએ તેઓને પહેલાં કદી જોએલાં હોતાં નથી.

—

## બાળકને અંધારામાં ભય શાથી ઉત્પન્ન થાય છે ?

પ્રાણીનો ભય જેમ બાળકમાં સાધારણ છે, તેમ અંધારાનો ડર પણ

સાધારણ છે. એવાં તો થોડાંકજ બાળકો હોય છે, કે જે અંધારામાં જતાં ડરતાં નથી.

જુદાં જુદાં બાળકને અંધારાની ઓછીવત્તી બીક વાગે છે, ને શાથી? ઓછી કે વધારે બીક લાગવાનો આધાર, શારીરિક તેમજ માનસિક સ્થિતિ ઉપર રહેલો છે. શરીર અને મન નિર્બળ તો બીક વધારે, અને જો શરીર અને મન મજબૂત તો બીક પણ ઓછી.* આ કારણ ઉપરાંત, બીજાં પણ કેટલાંક કારણથી બીક ઓછીવધારે લાગે છે. જે જે જાતનાં માણસો બાળકના સંબંધમાં આવે છે, તે તે જાતની અસર બાળસ્વભાવ ઉપર થાય છે. માબાપ, સાથે રમનારાં છોકરાં, નોકરચાકર, તેમજ આસપાસનાં બીજા માણસો બીકણ હોય, તો બાળક પણ બીકણ નીવડે છે, ને જો તેઓ હિંમતવાળાં હોય, તો બાળક પણ નિડર નીવડે છે. બીક લાગે તેવી વાતો કરવાથી પણ બાળક બીકણ થઇ જાય છે, ને તેથી માબાપ તેમજ શિક્ષકે ધ્યાનમાં રાખવું જોઈએ, કે બાળકમાં ભય ઉત્પન્ન થાય તેવી વાતો,—ભૂત, પિશાચ, વગેરેની—કરવીજ નહિ. હવે બાળક અંધારાથી શા માટે બીએ છે તે વિષેઃ—

પ્રખ્યાત ઇંગ્રેજ લેખક લૉક, બધો દોષ આસપાસના નોકરચાકર ઉપર મૂકે છે, જ્યારે ફ્રેન્ચ લેખક રૂસો તેનાથી જુદોજ મત ધરાવે છે. તે ધારે છે, કે ભય, બાળકમાં સ્વાભાવિક છે. ગમે તેમ હોય, પરન્તુ એટલું સ્પષ્ટજ છે, કે જ્યાં જુદી જુદી વસ્તુઓ દેખાય છે, તેવા પ્રકાશમાંથી જ્યાં સર્વે અદૃશ્ય થઇ જાય છે, તેવા અંધ-

* માનસિક તંદુરસ્તીનો આધાર શારીરિક તંદુરસ્તી પર રહેલો છે, અને મન પ્રફુલ્લિત અને આનંદી હોય તો તેની અસર શરીર ઉપર પણ ઘણી સારી થાય છે.

કારમાં લઈ જવાથી શું, બાળકને ભય ઉત્પન્ન ન થાય? ભય ઉત્પન્ન કરવાને આ જાતનો ન સમજી શકાય તેવો એકાએક ફેરફાર શું પૂરતો નથી? પ્રો. સલી, ભય ઉત્પન્ન થવાનું જુદુંજ કારણ આપે છે. તે કહે છે, કે બાળકનો અંધારા તરફનો અણગમો, અંધારાથી આંખ ઉપર થતી ખરાબ અસરને લઈને છે, કારણ કે આંખોને જેમ ઘણું તેજ ફાવતું નથી, તેમ અત્યંત અંધારૂં પણ ફાવતું નથી.

## માબાપનું અવિચારી વર્તન; તેના વર્તનથી થતા ગેરલાભ.*

બીકનું મૂળ અજ્ઞાન છે. અજાન છોકરાં, જંગલી માણસની પેઠે, નવીન વસ્તુથી બીએ છે. જેમ બાળકને, પદાર્થ અને તેના ગુણદોષનું યથાર્થ જ્ઞાન થતું જાય છે, જેમ જેમ તેઓ અનુભવથી સમજુ થતાં જાય છે, તેમ તેમ તેઓનામાં બીક ઓછી થતી જાય છે. જ્યારે બાળક મા કે બાપને બહુ પજવે છે, ત્યારે તેની પીડામાંથી મુક્ત થવા માટે, તેઓ પોતેજ 'જો, વાંદરો આવ્યો; જો, હાઉ આવ્યો; જો, બાવો અંધારામાં સંતાઈ રહ્યો છે; જો, કજીઆ કરીશ, તો અંધારી કોટડીમાં પૂરી દઈશ, અથવા પોલીસ પકડી જશે, કે ડૉક્ટર કાન કાપી જશે,' એવી એવી ધમકી આપી બાળકને ડરાવે છે. આવાં વર્તનથી બાળક હિંમતવાળાં થવાને બદલે, મોટી ઉમરે ઘણાં બીકણ નીવડે તો તેમાં કાંઈ નવાઈ

---

* Were I a father, I should take a particular care to preserve my children from these little horrors of imagination which they are apt to contract when they are young and are not able to shake off when they are in years.

ADDISON.

જેવું નથી. બાળકો બીકણુ થાય છે એટલુંજ નહિ પરન્તુ આમ કરવાથી તેઓને રાત્રે ભયંકર સ્વપ્નાં આવે છે, તેઓ રાત્રે ચીસ પાડી ચમકી ઉઠે છે, અને આખી રાત્રિ બીકને લીધે અશાંતિમાં ગાળે છે. આથી પરિણામ ઘણું ભયંકર આવે છે. બાળકોની તબીઅત બગડે છે, તેઓને અન્ન ઉપર રુચિ થતી નથી, અને શરીર તેમજ મનની નબળાઈને લીધે જિંદગી ઉપર કંટાળો આવે છે.

## બીકની લાગણી ઉપયોગી છે.

બીકની લાગણી થોડીઘણી સ્વાભાવિક છે. આ સ્વાભાવિક લાગણી મનુષ્યને તદ્દન નિરુપયોગી નથી. જે બાળકોમાં આ લાગણીનો અભાવ હોય છે, તેઓને સુધારવાનું-સંપૂર્ણ મનુષ્ય બનાવવાનુ-એક ઉત્તમ સાધન આપણે ગુમાવી બેઠા છીએ, તેમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

આશા અને બીક વિના બાળક સંપૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકેજ નહિ, એમ એક વિદ્વાનનું કહેવું છે, તે યથાર્થ છે. ઐહિક કે પારમાર્થિક સુખ મેળવવામાં બીક એ મોટું સાધન ગણાય છે. માબાપની બીક વિના સ્વછંદી બાળક કેવી રીતે સુધરી શકે? શિક્ષકની ધાક વિના બાળક નિયમિત રીતે પાઠો કરે ખરાં? કાયદા અને શિક્ષાની બીક વિના માણસો ગુન્હા કરતાં કેવી રીતે અટકે? બીકની લાગણી વિના જે કંઈ અદ્‌ભુત છે, જે કંઈ ગંભીર છે, તે તરફ માણસ માનની લાગણીથી જોશે? બીક વિનાના માણસો જનસમાજ તરફની તેમજ ઈશ્વર પ્રત્યે બજાવવાની ફરજો સારી રીતે અદા કરશે એવી તલમાત્ર આશા રાખી શકાય?

# નીતિવિભાગ.

## ટેવ.

બુદ્ધિ અને નીતિની કેળવણીનો મુખ્ય આધાર ટેવ ઉપર છે. બાળકોને નાનપણથી જેવી ટેવ પાડવામાં આવે છે, તે પ્રમાણે તેઓ વર્ત્તન કરતાં શીખે છે. જ્યારે ટેવથી કુતરાં વાંદરાં, ઘોડા, હાથી, વાઘ, વગેરેને પણ અમુક રીતે વર્ત્તતાં શીખવી શકાય છે, તો પછી માણસ જેવાં બુદ્ધિશાળી પ્રાણીને સતત પ્રયાસથી તેનાં સ્વાભાવિક ખરાબ વલણ ઉપર અંકુશ મૂકી કેમ ન સુધારી શકાય?

---

## *પ્રેરણા અને ટેવ.

પ્રેરણા અને ટેવ વચ્ચે ગાઢ સંબંધ છે. પ્રથમ બાળક પ્રેરણાથી વર્તે છે-ધાવે છે, વસ્તુને પકડે છે, આધાર વિના બેસે છે, ગીખે છે, વગેરે-પરન્તુ અમુક કાર્ય બેચાર વખત કરે છે, ત્યારે તે કાર્ય કરવાની તેને ટેવ પડી જાય છે.§ બાળકોમાં કોઈપણ જાતની ટેવ જલદીથી પડી જાય છે, અને તેટલા માટેજ નાનપણથી સારી ટેવો પાડવાની માબાપ કે શિક્ષકે સંભાળ રાખવાની છે, કારણ કે બાળકના તંતુઓની સ્થિતિ જલદીથી છાપ પડી જાય તેવી હોય છે, અને જે જે કારણોને લીધે

---

* પરિણામના ભાન વિના, અને અમુક કાર્ય કેમ કરવું તેની કેળવણી લીધા વિના, અમુક પરિણામ આવે તેવી રીતે વર્તવાની શક્તિ તે પ્રેરણા. ( પ્રો. જેમ્સ )

§ એકજ રસ્તે વારંવાર ચાલવાથી જેમ ગાડાનો ચીલો પડી જાય છે, તેમ વિચાર, લાગણી, વગેરેના મગજના માવામાં રસ્તા કે ચીલા પડી જાય છે. જેમ ચીલામા ગાડાની ગતિ સરળ બને છે, તેમ વિચાર, લાગણી, વગેરેનું સમજવું

મગજના કોમળ તંતુઓ એક વખત ફિક્કેરાય છે, તેજ તંતુઓ તેવાંજ કારણથી બીજી વેળા થોડા વખતમાં ફિક્કેરાય છે.

---

## ટેવ અને કેળવણી.

બાળકના સ્વાભાવિક ચાંચલ્યનો યોગ્ય વખતે લાભ લેવાથી તેઓને ક્રમે ક્રમે વધારે ને વધારે ચંચળ બનાવી શકાય છે. ફ્રોબેલ પણ તેવાજ ઉદ્દેશથી બાળકો પાસે આકાર ગોઠવાવવા, માટીના ઘાટ ઘડાવવા, સાદડીઓ ગુંથાવવી, વગેરે નાના પ્રકારના હુન્નરોમા બાળકને રોકવાની ભલામણ કરે છે. જ્યારે બાળકો માટીના ઘાટ કરવાનુ શરૂ કરે છે, ત્યારે તેઓ આમ કરે છે, તેમ કરે છે, પોતાના હાથ બગાડી મૂકે છે, અને નહિ જોઈતું બળ કરે છે. આટલું કરતાં છતાં તેઓ સફાઈદાર ઘાટ બનાવી શકતાં નથી. ધીમે ધીમે જ્યારે તેઓની આંખ અને હાથની માંસપેશીઓ કસાય છે–ટેવાય છે–ત્યારે તેઓને આજ કામ સરળ લાગે છે, એટલુંજ નહિ પણ થોડા ગભરાટથી, ઓછી મહેનતથી, વધારે સ્વચ્છતાથી, અને શાંતિથી તેમજ ટુંક વખતમાં તેઓ સારા ઘાટ બનાવી શકે છે.

' ડ્રિલ ' કરાવતી વેળા પણ બાળકની હીલચાલમાં કેટલીક ખામીઓ જોવામાં આવે છે. આવી ખામીઓ ઉપર લક્ષ ન અપાય તો તે ધીમે ધીમે દૃઢ થતી જાય છે.* શરૂઆતમાં બુદ્ધિને કે નીતિને કેળવવામાં નિર્જીવ ભૂલને પણ જતી કરો નહિ. શીખનાર તેમજ શીખવનાર બંનેને પ્રથમ વિશેષ કાળજી રાખવાની જરૂર પડે છે, પણ ટેવ પડયા પછી તેટલી સંભાળ રાખવાની જરૂર પડતી નથી.

---

* A little negligence can spoil us but great industry is necessary to improve us.

*ADDISON.*

જ્યારે બાળકો ( ડ્રિલ ) શીખવાનું શરૂ કરે છે, ત્યારે તેઓ પહેલાં શિક્ષકની–ડ્રિલમાસ્તરની–હીલચાલ ધ્યાનપૂર્વક જુએ છે. શરૂઆતમાં શિક્ષકની હીલચાલનું અનુકરણ તેઓ કઢંગી રીતે અને ધીમે ધીમે કરી શકે છે, પરન્તુ ટેવ પડયા પછી અમુક શબ્દનો ઉચ્ચાર થતાંજ અમુક પ્રકારની હીલચાલ ત્વરાથી, સરળતાથી અને ચોકસ રીતે કરી શકે છે.

ટેવ પડયા પછી બધી હીલચાલ યાંત્રિક થઈ જાય છે, તેથી 'ડ્રિલ' કરતી વેળા બાળકો બીજી કોઈ બાબતનો વિચાર કરવામાં ગુંથાએલાં હોય છે, તોપણ 'ડાબાં ફરો' 'જમણાં ફરો' એ વાક્યો કાને પડતાંજ તેઓ ડાબાં કે જમણાં ફરી જાય છે. આમ શાથી બને છે ? ટેવાઈ ગએલા જ્ઞાનતંતુઓ ટેવાઈ રહેલી માંસપેશીઓને ટેવાઈ ગએલી હીલચાલ કરવાનો હુકમ આપે છે તેથી.

---

## बाळकोमां टेव केवी रीते पाडवी ?

બાળકોમાં ટેવ પાડવા માટે નીચેની બાબતો ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે.

૧. શરૂઆતમાં જે કામ કરો તે બરાબર કરો, એટલે કે બાળકોને અનુકરણ કરવા માટેનો નમુનો ખામી વિનાનો અને સંપૂર્ણ હોવો જોઈએ.
૨. જે જે ખામીઓ બાળકોમાં જોવામાં આવે તેને દૂર કરવાના ઉપાયો તરતજ યોજો.
૩. એકની એક વાત બાળકના મગજ ઉપર વારંવાર ઠસાવો.
૪. જ્યાંસુધી ટેવ પડી ન હોય, ત્યાંસુધી કાયદાનો અમલ ઘણી કાળજીથી કરો. નિયમો પ્રમાણે તમે વર્તો અને બાળકોને તે પ્રમાણે વર્તવાની ટેવ પાડો.

## बाळकनी नीतिन माटे माबाप अने शिक्षक बंने जवाबदार छे.

બધાં માબાપ અને શિક્ષક બાળકો નીતિવાળાં થાય એવું ઇચ્છે છે, પરન્તુ તેઓને નીતિને રસ્તે દોરવામાં તેનાંથી કેટલાંક પ્રયાસ કરે છે ? માબાપ તેમજ શિક્ષકની બેદરકારીથી, તેનાં ખોટાં લાડથી, અને અજ્ઞાનથી, કેટલાં બધાં બાળકો બગડે છે !

બાળક ખોટી રીતે વર્ત્તે છે, જેમકે પાડોશીનાં બાળકોને મારે છે અથવા તેની ચીજો ઝુંટાવી લે છે, અથવા તો કહ્યું કરતું નથી, ત્યારે માબાપ એવી દલીલ કરે છે, કે 'બાળક નાદાન છે, નાનું છે, હજુ તેને સમજણ આવી નથી' આમ કહી તેનાં ખરાબ વલણને દાબી દેવાને બદલે બળવત્તર કરે છે. બાળક નાદાન છે, નાનુ છે, અણુ સમજુ છે, માટેજ તમારે વચમાં પડી તેને સમજાવી, અથવા તો ધમકાવીને પણ સીધે રસ્તે ચાલતાં શીખવવું જોઈએ. આવી જાતનાં ખોટાં લાડ લડાવવાથી બાળકમાં બુરી ટેવ ઘર ઘાલે છે, અને તેવી ટેવોને જડમૂળથી ઉખેડી નાંખવાનું કામ આગળ ઉપર ઘણું દુર્ઘટ થઈ પડે છે.

કેટલાક શિક્ષકો બાળકોને તેઓના વાંક માટે—વખતસર નિશાળે નહિ જવા માટે, કે નિશાળેથી રખડતાં રખડતાં ઘેર જવા માટે, કે ગંદાં ગંદાં નિશાળે આવવા માટે—ઠપકો આપતાં પણ ખોટી દયા ખાય છે. તેઓ કહે છે, કે 'તેઓ બિચારાં હજુ તો કેવડાં છે, ધીમે ધીમે નિયમસર કામ કરતાં શીખશે; હજુ કાંઈ ઉતાવળ નથી, બહુ વખત છે, વગેરે.' આ પ્રમાણે દુર્ગુણનાં બીજ શરૂઆતથી ઉખેડી નાંખવાને બદલે તેઓ તેવાં બીજને પોષે છે, અને જ્યારે બાળકોને સુધારવાનો

ખરો વખત વીતી જાય છે, જ્યારે થોડી મહેનતે સારાં પરિણામ લાવવાની અમૂલ્ય તક ચાલી જાય છે, ત્યારે શિક્ષકની આંખ ઉઘડે છે; પરન્તુ પછીથી બાળકોને સુધારવા પ્રયાસ કરવાની શરૂઆત કરવી એ ચોમાસું ગયા પછી જમીનને ખેડવાની શરૂઆત કરવા જેવું છે. પોતાનાં બાળક સાચાબોલાં, સુઘડ, ઉદ્યમી અને વિવેકી થાય, તેવું બધાં માબાપો અને શિક્ષકો ઇચ્છે છે, પરન્તુ પોતાના દાખલાથી તેમજ બોધથી કેટલાં તેઓને તેવાં થતાં શીખવે છે ?

બાળકના દેખતાંજ જ્યારે માબાપો કે શિક્ષકો અનેક પ્રસંગ ઉપર અને પારકા માણસોની સમક્ષ જૂઠું બોલતાં હોય, તો બાળકનાં કુમળાં મન ઉપર કેવી માઠી અસર થાય ? તેઓનાં શુદ્ધ નિખાલસ હૃદયને બોલવું કંઈ અને કરવું કંઈ, એ નીતિ ખરે વિસ્મયજનક, રે, એક ગુંચવણભરેલી મહાન્ શંકા જેવી લાગે તો તેમાં કંઈ નવાઈ પામવા જેવું નથી. બાળકો બોલવામાં વિવેકી થાય તેવું માબાપ અને શિક્ષકો ઇચ્છે છે, પરન્તુ નોકરચાકર સાથેની અથવા તો ઘરનાં કે બહારનાં માણસો સાથેની, તેમજ શિક્ષકોની નિશાળીઆ સાથેની વર્ત્તણુક ઘણે ભાગે અવિવેકી જોવામાં આવતી હોય, તો પછી અમારાં બાળકો વિવેકી થાય, એવી આશા રાખવી એ કૌવચમાંથી મોગરાની આશા રાખવા જેવું શું નથી ?

કહેવાનો મુદ્દો એટલોજ છે, કે નાનપણથીજ બાળકો ઉપર ઉંચા પ્રકારની છાપ પડે, માટે માબાપ તેમજ શિક્ષકનાં વર્ત્તન ઉંચા પ્રકારનાં જોઈએ. નાની દેખાતી—પણ જે નાનામાંથી મોટી થાય છે—ભૂલોનેજ પ્રથમથી દૂર કરવા ઘણા ચોકસ રહો. પોતાની ચોપડી અને કપડાં બાળકો ઘરમાં મુકરર કરેલી જગ્યાએ હંમેશાં મૂકે છે કે કેમ, પોતાની જગ્યા ઉપર ધુળ ખંખેરી બેસે છે કે કેમ, ચોપડીઓ સાફ

રાખે છે કે કેમ—આવી ઝીણી ઝીણી બાબતો ઉપર લક્ષ આપવાથી માબાપ બાળકોની નીતિમાં સંગીન સુધારો કરી શકે છે.

એક દિવસ પણ બાળક નિશાળે મોડું આવે તો તેમ કરવાનું કારણ માગવાથી, એક વખત પણ ગંદી સ્લેટમાં દાખલો કરતાં અટકાવવાથી, અથવા તો કામ કરતી વેળા આડીઅવળી નજર કરતી વેળા તેને તરત અટકાવવાથી, બાળકની નીતિની વૃદ્ધિ કરવામાં શિક્ષક પણ કેટલા બધા સહાયભૂત થઈ પડે !

માબાપ અને શિક્ષકના કરતાં નોકરચાકર, અને ખરાબ સોબતીની અસરથી ઘણાં બાળકો કેટલીક કુટેવો શીખે છે. માબાપ કામકાજની ધમાલમાં, અથવા તો અનેક લાલસાઓમાં પોતાનાં બાળકને નોકરચાકરને સોંપે છે. બાળકોને હલકા વર્ગનાં માણસોની સોબતમાં વધારે વખત કાઢવાનો હોવાથી, તે માણસોના આચારવિચારના હલકા નમુના જોવાનો તેઓને વિશેષ પ્રસંગ મળે છે. બાળકોને જૂઠું બોલવાની, ગાળો દેવાની, ઉદ્ધતાઈથી વર્તવાની, અને ગૃહસ્થનાં બાળકોને ન છાજે તેવી અનેક જાતની રીતભાત પ્રમાણે વર્તવાની, આથી ટેવ પડી જાય છે. બાળકને ઉછેરવાની ગંભીર, પવિત્ર અને જોખમભરેલી ફરજનો—જેમાં માબાપની બુદ્ધિની પણ કસોટી થાય છે—બોજો જે માબાપો નોકરચાકર ઉપર નાંખે છે, તેઓને એટલુંજ કહેવાનુ છે, કે તમારાં બાળક જે જે કુટેવો શીખશે, જેથી તમારી આબરૂને બટ્ટો લાગશે, અને જેનાં કડવાં ફળ કદાચ તમારેજ ચાખવાં પડશે, તેને માટે તમે પોતેજ જવાબદાર છો.

---

## माता अने बाळकेळवणी.

### सोबत.

'સોબતે અસર અને તુખમે તાસીર' આ કહેવત વારંવાર બોલવામાં અને સાંભળવામાં આવે છે, પરન્તુ તેનું રહસ્ય બરાબર સમજવામાં આવતું હોય તેમ જણાતું નથી. નાનાં બાળક ઉપર નોકરચાકરની કેવી માઠી અસર થાય છે, તે આપણે કહી ગયા.

માતાપિતા એ બાળકોના ઉત્તમ સોબતી છે. બુદ્ધિની ખીલવણી કરનાર અને નીતિનો સુદૃઢ પાયો નાંખનાર માતાપિતા જેટલું બીજું કોણ જવાબદાર છે? બાળકને ઘણો વખત માતા પાસે કાઢવાનો હોવાથી બાપ કરતાં માની અસર તેના ઉપર પહેલાં થવાનો સંભવ છે. આજ કારણથી માતાને શારીરિકશાસ્ત્ર, આરોગ્યવિદ્યા અને માનસશાસ્ત્રના મુખ્ય કાનુનોથી વાકેફ થવાની જરૂર છે. માતા પોતેજ અજ્ઞાત હોય, બાળકોને ઉછેરી મોટા કરવાની કળાથી અજાન હોય તો તેવી માતાનાં બાળકો શરીરે અને મને તંદુરસ્ત ક્યાંથી થાય? તેઓ મહાન્ અને યશસ્વી તો ક્યાંથીજ નીકળે?

આપણા દેશના કે બીજા દેશના મહાન્ પુરુષોનાં જીવનચરિત્ર વાંચો.§ માતા તરફથી નાનપણમાં મળેલી કેળવણીથી ભવિષ્યમાં તેઓને જે જે લાભ થયા છે, તે તરફ જરા નજર કરો, અને તેને ચાલે ચાલવાની અને તેટલી તજવીજ કરો, અને પછી જુઓ કે તેનાં કેવાં પરિણામ આવે છે.

---

§ ઉત્તમ જીવનચરિત્રોમાથી આડકતરી રીતે નીતિનો પાયો નંખાય છે, અને તે પોષાય છે પણ ખરી. સરળ ભાષામાં લખાએલાં નજીવી કિંમતનાં અને ખાસ કરી જે કંઇ ઉત્તમ છે તેટલુંજ આદર્શરૂપે બહાર લાવવાના હેતુથી વાર્તારૂપે લખાએલાં પુસ્તકની આપણને કેટલી બધી જરૂર છે!

બાળકો તરફ માતાએ માયાળુ થવાની જરૂર છે, પણ તેઓને ખોટાં લાડ લડાવવાની જરૂર નથી. જરૂર પડે કરડાં થવાની જરૂર છે, પણ કઠોર કે નિર્દય થવાની જરૂર નથી. આપણા વિશાળ દેશની કેટલી માતાઓ બાળજીવનનું રહસ્ય સમજી તેને આનંદમય કરવાનું સમજે છે ?

---

## पिता अने बाळकेळवणी.

હવે પિતાની સોબત વિષે થોડુંઘણું કહીશું. બાળક પિતાની પાસે બીતાં બીતાં જાય છે એ વાત ઘણા થોડાથીજ અજાણી હશે. આમ બનવાનું શું કારણ ? પિતાની હાજરીથી બાળકને આનંદ થવો જોઈએ, તેનું દીલ ખુલ્લી જવું જોઈએ, પણ આમ થવાને બદલે તે બીતું બીતું ઘરના ખુણામાં ભરાઈ બેસે છે. દરેક હીલચાલ સંકોચાઈ કરે છે, અને કંઈ અસાધારણ બનાવ બન્યો હોય તેવી જાતનો દેખાવ નજરે પડે છે. પિતાની સાથે વાતચિત કરવાથી—તેની સાથે હરવાફરવાથી—ટુંકામાં તેની સોબતનો લાભ લેવાથી બાળકને કેટલો લાભ મળે છે, તેનો પૂરેપૂરો ખ્યાલ અહિં આપી શકાતો નથી. તેના પ્રેમનો—તેની અમૂલ્ય સલાહનો—લ્હાવો લેવાને બાળકને પ્રસંગ મળે છે. મોટી ઉમરનાં ઘણાં છોકરાંઓ પિતા બહારથી આવે કે ચુપચુપ થઈ જાય છે, શરમાઈ જાય છે, નિખાલસપણું છોડી દઈ દંભ કરતા હોય તેવું ઘણે સ્થળે જોવામાં આવે છે. પિતા બહારથી આવે ત્યારે તેની મર્યાદા રાખવાની, તેને માન આપવાની, તેના તરફ નમ્ર અને ઘટતા શબ્દો વાપરવાની બાળકોની ફરજ છે, પરંતુ તેમની સમક્ષ પોતાના વિચારો કે લાગણી દાબી દેવાની કે ઢોંગ કરવાની જરૂર નથી. બેશક તેમની સમક્ષ જે કંઈ દર્શાવવાનું હોય તે સભ્યતાપૂર્વક અને છાજતા માન સાથેજ દર્શાવવાની ટેવ પાડવી એ ગૃહસ્થનાં બાળકને છાજે છે.

જે બાળકો પિતાથી બીતાં ફરે છે, તેનાથી અનડાં ને અતડાં રહે છે, તેવાં બાળકોના પિતાએ તેમ થવાનાં કારણુ શોધી કાઢી, તેવાં કારણો દૂર કરી પોતાનાં બાળકોને પોતાની સોબતનો અમૂલ્ય લાભ આપવા ચૂકવું જોઈએ નહિ.

## મિત્રો અને બાળકેળવણી.

માતપિતાની સોબત પછી બાળકોના બાળમિત્રોની તેના ઉપર ઘણી અસર થાય છે. આજ કારણને લીધે તેઓ સારાં છોકરાંની સોબત કરે છે કે કેમ તેની તપાસ રાખવી એ માબાપની અગત્યની ફરજ છે. નિશાળમાં જુદા જુદા વર્ગનાં જુદી જુદી જાતનાં બાળકો સાથે ભળવાનુ હોવાથી અને ખાસ કરી હલકા વર્ગનાં બાળકોની સોબતથી બાળકો ઉપર નઠારી અસર થાય છે, એવી ફરિઆદ વારંવાર સાંભળવામાં આવે છે. આ જાતની ફરિઆદ આપણા દેશમાં તેમજ ઇંગ્લાંડ જેવા દેશમાં પણ ઘણીજ સામાન્ય છે; જુદા જુદા વર્ગને માટે જુદી જુદી નિશાળો સ્થાપવાથી અથવા બાળકોને ઘરમાં કેળવણી આપવાથી આ જાતનો અસંતોષ દૂર થઈ શકે તેમ છે; પરન્તુ આ બંને રસ્તા ખામીભરેલા છે, અને તેથી તે રસ્તા લેવા એ સલાહભરેલું નથી.

નિશાળ એ એક નાની સરખી દુનીઆ છે. દુનીઆમાં બાળકોને મોટાં થઈ જાત જાતનાં માણસો સાથે ભળવાનુ છે. નિશાળમાંથીજ તેઓને જાત જાતનાં બાળકો સાથે ભળવાનો પ્રસંગ મળેલો હશે, તો ખરી અને મોટી દુનીઆમાં દાખલ થતી વેળા તેને કંઈ બહુ નવાઈ જેવું નહિ લાગે. નિશાળમાં સારાં તેમજ નઠારાં બાળકો સાથે રહેવાનું હોવાથી તેના ઉપર સારી તેમજ નઠારી અસર થશે–ઘરમાં મળતી સારી કેળવણીથી હલકા વર્ગનાં બાળકોની નઠારી અસર ઘણે થોડે અંશે થવા પામશે–પરન્તુ આ દુનીઆમાં પણ તેને ભવિષ્યમાં સારા તેમજ નઠારા

માણસો વચ્ચે રહી કામ કરવાનું છે, તો આગળ ઉપર કરવાનાં કામ માટે નિશાળની અંદર તૈયાર થવાનો તેને લાગ મળે છે તેમ કહેવામાં કંઈ ખોટું નથી. ગરીબ તેમજ તવંગરનાં બાળકો સાથે ભણે તેમાં એક બીજાંને બીજા અનેક લાભ પણ થાય છે. ગરીબ માબાપનાં બાળકો ગૃહસ્થનાં બાળકો પાસેથી સ્વચ્છતા, નિયમ, વિવેક, મર્યાદાથી બોલતાંચાલતાં, ઉઠતાંબેસતાં, વગેરે શીખશે, અને ગૃહસ્થનાં છોકરાંને ગરીબનાં છોકરાં સાથે હળવામળવાની ટેવ પડશે, તેથી તેઓ ઓછાં મગરૂબ, વધારે ઉદ્યમી, બીજાની લાગણીને માન આપનારાં, પરોપકારી, ઓછાં મિથ્યાભિમાની અને ન્યાયવૃત્તિવાળાં થશે.

બાળકોને ઘેર કેળવવામાં આવે તો શું? આમ કરવું પણ સલાહભરેલું નથી; કારણ કે ઘેર રાખવાથી બાળકોમાં સ્પર્ધા કરવાનો અગત્યનો ગુણ કેળવાતો નથી, અને ત્યાંસુધી તેની માનસિક શક્તિઓ સંપૂર્ણ રીતે વિકાસ પામતી નથી. વળી ઘેર બાળકના તરફ સંપૂર્ણ લક્ષ આપવા જેટલો માબાપને વખત હોતો નથી, અથવા વખત હોય છે, તો સાધન, આવડત કે ઉત્સાહ હોતાં નથી. બુદ્ધિ તેમજ નીતિને કેળવવાનો ઉત્તમ રસ્તો એ છે, કે બાળકોને નિશાળે મૂકવાં, અને તેમના ઉપર ઘેર પણ માબાપેજ યોગ્ય દેખરેખ રાખવી.

---

## બાળનીતિ.

બાળનીતિના સંબંધમાં ઘણો મતભેદ છે. કેટલાક વિદ્વાન્ લેખકોનો મત એવો છે, કે બાળસ્વભાવ જન્મથીજ સારો છે. બીજા કેટલાક લેખકોનો મત ઉપરના મતથી તદ્દન વિરુદ્ધ છે. બાળસ્વભાવનું અવલોકન કરનાર મહાન્ રૂસો અને વિખ્યાત ઈંગ્રેજી કવિ વર્ડ્ઝવર્થ બાળનીતિ પ્રથમથીજ ઉંચા પ્રકારની છે તેમ માને છે. બંને પક્ષમાં સત્ય છે, પણ સંપૂર્ણ સત્ય નથી. બાળકમાં બંને પ્રકારનાં વલણ જોવામાં

આવે છે, સારાં ને ખરાબ. જુદાં જુદાં બાળકોમા બંને જાતનાં વલણુના પ્રમાણમાં ફેર હોય છે ખરો. બાળનીતિ સંબંધે વિચાર કરતાં, એવું માલૂમ પડે છે, કે બાલ્યાવસ્થામાં તેઓની નીતિનું ધોરણ ઘણુંજ અપૂર્ણ અને અનિશ્ચિત હોય છે, તેથી તેઓ ભવિષ્યમાં સદ્‌ગુણી કે દુર્ગુણી નીવડશે, તે નક્કી કહી શકાય નહિ. તેઓની નાની વયમાં તો એટલુંજ કહી શકાય, કે તેઓનામાં અમુક અમુક જાતનાં સદ્‌ગુણ કે દુર્ગુણનાં વલણ જોવામાં આવે છે, વારસામાં ઉતરેલાં સારાં વલણને ક્રમે ક્રમે પુષ્ટિ મળે, અને ખરાબ વલણને કેળવણીથી દાબી દેવામાં આવે, તો બાળક સદ્‌ગુણી નીવડે. જો ખરાબ વલણને દાબી દેવા, નાનપણથીજ સંભાળ રાખવામાં ન આવે, તો બાગમાં સંભાળ વિના, જેમ નકામુ ઘાસ ઉગી મોટું થઈ, ઉગાડેલા રોપાને પુષ્ટિ દેનારો રસ ચૂસી લે છે, તેમ ખરાબ વલણ પણ ક્રમે ક્રમે વૃદ્ધિ પામી, સદ્‌ગુણના થોડાંઘણાં વલણને દાબી દઈ, મનુષ્યને પાકો દુર્ગુણી બનાવે છે. નીતિની જે છાપ નાની વયમાં પડે છે, તે ઊંડી પડે છે, ને તે કોઈ દિવસ ભૂસી શકાતી નથી, માટે દરેક માબાપ તેમજ શિક્ષકે નીતિનાં બી બોધ આપનારી રમુજી વાર્તાદ્વારા નાનપણમાંથીજ વાવવાં, કે જેથી જેમ જેમ બાળક મોટું થતું જાય, તેમ તેમ તે બી પણ વૃદ્ધિ પામી, એક સુંદર વૃક્ષરૂપે ખીલી નીકળે.

---

## બાળનીતિ અને બાળકોની અનુકરણશક્તિ.*

અનુકરણ કરવાનો અગત્યનો ગુણ બાળકોમાં હોય છે. બાળકની નીતિનો આધાર આસપાસનાં માણસો-માબાપ, શિક્ષક, વગેરેનાં વર્તન

---

* There is hardly any virtue which a lad might not thus learn by practice & example.

*EUSTACE BUDGELL*

ઉપર છે. જે શબ્દો માબાપ કે શિક્ષક બોલે છે, જે જાતનાં આચરણ તેઓ કરે છે, તેજ શબ્દોનુ અને તેજ આચરણનું તેઓ અનુકરણ કરે છે. માબાપ અને શિક્ષકના આચારવિચાર ક્રમે ક્રમે તેઓનાજ થઈ જાય છે. માને કાતરનો ઉપયોગ કરતી જોઈ, બાળકને પણ કાતર વાપરવાનુ મન થાય છે. શિક્ષક જે ઢબથી પાઠ વાંચે છે, તેજ ઢબનું બાળકને અનુકરણ કરવું ગમે છે. બાળકો કાંઈ સમજતાં નથી તેવું ધારી, તેની સમક્ષ કોઈ પણ જાતનું અયોગ્ય ભાષણ કરવું નહિ કે અઘટિત રીતે વર્ત્તવું નહિ. માબાપ તેમજ શિક્ષકનાં આચરણ, બાળકો નિરંતર ઘણીજ સૂક્ષ્મ નજરથી છૂપી રીતે, જોયાંજ કરે છે, તેથી માબાપ કે શિક્ષકના હરેક બોલની કે હરેક આચારવિચારની અસર તેઓના ઉપર ક્રમશઃ થયાંજ કરે છે. આ ઉપરથી જે સાર ગ્રહણ કરવાનો છે, તે એ છે, કે બેદરકારીથી કે જાણી જોઈને, કોઈ પણ કાળે કે સ્થળે, બાળકના મન ઉપર માઠી છાપ પડે તેવું આચરણ કરવુંજ નહિ. તેઓની ભવિષ્યની નીતિને માટે માબાપ તેમજ શિક્ષક બંને જવાબદાર છે. ખરાબ છાપ પાડી, પછી તેઓનો દોષ કાઢવો તે માત્ર ગાંડાઈ છે, કારણ કે જેવું બીબું તેવી છાપ.

---

## बाळकोनी ईर्ष्या.

બાળકોનો સ્વભાવ એવો છે, કે જે જે વસ્તુઓ તે દેખે છે, તે તે વસ્તુઓ તે પોતાની કરી લેવા માગે છે. પોતાની ચીજો બીજાં બાળકને વાપરવા આપવી જોઈએ, અથવા વાપરવા આપવી એ સારૂં છે, તેવા વિચાર ઘણાંખરાં બાળકના મનમાં હોતા નથી. પોતાનાં રમકડાં કે ખાવાની ચીજો, બીજાં બાળકને આપવામાં, ઘણાં બાળક

સખ્ત અનુગમો બતાવે છે; પરંતુ કેટલાંક બાળક એવા પણ હોય છે, કે જે કોઈના કહ્યા વિના, પોતાની ચીજના ભાગ કરી, પાસેનાં ઓળખીતાં કે અજાણ્યાં બાળકને આપે છે. આવા દૃષ્ટાંતો ઘણા થોડા મળી આવે છે, તેથી આ જાતનાં બાળકો અપવાદરૂપે ગણાય. સાધારણ નિયમ એવો છે, કે બાળકો સ્વભાવથીજ ઈર્ષ્યાયુક્ત હોય છે.

જ્યાંસુધી બાળકોને કેળવણી મળી નથી, જ્યાંસુધી તેઓની વિચારશક્તિ ખામીભરેલી છે, ત્યાંસુધી પશુની પેઠે, તેઓનામાં, ઈર્ષ્યાનું પ્રાધાન્ય જોવામાં આવે છે. કુતરાનું સાધારણ દૃષ્ટાંત લેવાથી માલુમ પડે છે, કે જ્યારે એક કુતરાને રોટલો નાંખવામાં આવે છે, ત્યારે તે બીજા કુતરાને પાસે પણ આવવા દેતો નથી. કુતરો ભૂખ્યો હોય, ને પોતાની ક્ષુધા તૃપ્ત કરવા, બીજા કુતરાને પાસે આવવા ન દે તો ઠીક, પણ પોતાનું પેટ ભરેલું હોય છતાં, તે પોતાની પાસેના વધારાનો રોટલો બીજા કુતરાને ખાવા દેતો નથી. બાળકોનું વર્તન પણ તેવુંજ છે. વસ્તુ પોતાને ઉપયોગી હોય કે નિરુપયોગી હોય, તોપણ તે વસ્તુનો ઉપભોગ, તેઓ બીજા બાળકોને કરવા દેતાં નથી. પોતાની મા બીજા છોકરાંને રમાડે કે કાંઈ આપે તે બાળકથી જોઈ શકાતું નથી. આવું પશુના જેવું વર્તન ધિક્કારી, બાળકને સમજાવી, તેનામાં મનુષ્યને છાજે તેવો ભ્રાતૃભાવ ઉત્પન્ન કરવો એ દરેક માબાપ તેમજ શિક્ષકની પવિત્ર ફરજ છે.

---

## †બાળસ્પર્ધા.

બાળસ્પર્ધા ને તેઓનાં સ્વાભાવિક ચાંચલ્ય વચ્ચે ઘણો સંબંધ છે. કંઈક કરવાની પોતાનામાં શક્તિ છે, તેવું જ્ઞાન થવાથી, તેમજ

† સ્પર્ધાથી બીજાના જેવા ઉત્તમ થવા પ્રયત્ન કરવાનું, બીજાના ગુણની પ્રશંસા કે કદર કરવાનું મન થાય છે. સ્પર્ધાથી વધારે મહેનત, ખંત અને વિશેષ

બીજા ઉપર સત્તા બેસારવાનાં સ્વાભાવિક વલણને લીધે, બાળકો એક બીજાંની સાથે સ્પર્ધા કરતાં જણાય છે. સ્પર્ધાથી, શારીરિક તેમજ માનસિક, બુદ્ધિનું તેમજ નીતિનું બળ વૃદ્ધિ પામે છે, તેથી સ્પર્ધા કરવાનાં સ્વાભાવિક વલણનો ઉદ્દેશ સ્પષ્ટ સમજી શકાય છે. આ લાગણીની વૃદ્ધિ કરવામાં, શિક્ષક તેમજ માબાપે ઘણી સંભાળ રાખવાની જરૂર છે, કારણ કે તેમ કરતાં અરસ્પરસ અણગમો, કડવાશ, કે ધિક્કાર ઉત્પન્ન થવાનો સંભવ છે.

---

## §बाळकनो गुस्सो ने तेनुं स्वरूप.

બાળક ઈર્ષ્યાયુક્ત છે, તે આપણે કહી ગયા. તેઓના જોવામાં આવતો બીજો દુર્ગુણ ગુસ્સો છે. જ્યારે તેઓની મરજી વિરુદ્ધ કાંઈ

સારી પદ્ધતિથી કામ કરી, બીજા જેવા, કે તેથી પણ ચઢીઆતા થવાની ઊંડી ઇચ્છા રહ્યા કરે છે આ ધારણા પાર પાડવામા સ્પર્ધા કરનાર હંમેશાં નીતિને રસ્તે ચાલી ઘટતા ઉપાય લે છે

અશક્તિથી, પ્રમાદથી, કે વગર મહેનતે કે થોડી મહેનતે ખરા કે સરસાઈ મેળવવાની અઘટિત અને તુચ્છ ઇચ્છાથી ઈર્ષ્યા જન્મ પામે છે, અને તેની સાથે ગમે તેવા ઉપાય વાપરી બીજાને હલકા પાડવાની અને તેની નિન્દા કરવાની નીચ વૃત્તિ જન્મ લે છે, અને છેવટે અરસ્પરસ કડવાશ તેમજ વૈરભાવ ઉત્પન્ન થાય છે. રમતગમતમાં તેમજ વર્ગમાં ચાલતા પાઠમા સ્પર્ધાને પોષવાની અને ઈર્ષ્યાનો નાશ કરવાની અગણિત તક શિક્ષકને મળે છેજ, અને આવી તકનો લાભ લેતા દરેક શિક્ષકને આવડવું જોઈએજ.

મોટી ઉમરના વિદ્યાર્થીઓને પણ સ્પર્ધાના સુંદર માર્ગ ઉપરથી—જાણ્યે કે અજાણ્યે-જરા પણ આઘાપાછા જવા દેવામાં આવે છે, તો ઈર્ષ્યારૂપી દુર્ગુણ તેઓનામા તરતજ પ્રવેશ કરે છે, અને તેથી કેવાં માઠા પરિણામ નીપજે છે તે ક્રિકેટ, કુસ્તી વગેરે હરીફાઈની રમતગમતમાં ભાગ લેનારાથી અજાણ્યું નથીજ.

§ We observe in the tender bodies of children when crossed in their little wills and expectations how dissolvable they are into tears. Addison.

પણ કરવામાં આવે છે, ત્યારે તેઓ ગુસ્સે થાય છે. પોતાનો ગુસ્સો, હાથપગ પછાડી, પોતાની પાસે પડેલી ચીજોને આમતેમ ફેંકી દઈ, બરાડા પાડી અને છેવટે કાંઈ ન ચાલે તો રડીને પણ દર્શાવે છે. કેટલીક વખત બાળક ગુસ્સામાં ને ગુસ્સામાં, પોતાની ચીજો ગુસ્સો કરનાર તરફ ફેંકે છે, એટલુંજ નહિ પણ ગુસ્સાના આવેશમાં, પોતાનું શરીર જમીન ઉપર પડતું મૂકી, હાથપગ જોરથી પછાડી, શરીરને બચકાં ભરી, પોતાનો ગુસ્સો પોતાનાજ ઉપર કાઢે છે. આ જાતનો ગુસ્સો સદ્‌ભાગ્યે ઝાઝો વખત ટકતો નથી તેઓનો મીજાજ જતાં પણ વાર લાગતી નથી, તેમ પાછો ઠેકાણે આવતાં પણ વાર લાગતી નથી. સ્ત્રીબાળક કરતાં પુરૂષબાળકમાં ગુસ્સાનો આવેશ વધારે ઉગ્રસ્વરૂપ ધારણ કરે છે.* બને વર્ગમાં તેમજ એકજ વર્ગનાં જુદાં જુદાં બાળકોમાં ગુસ્સાનું ઓછુવત્તું પ્રમાણ દેખાઈ આવે છે. જેમ જેમ બાળક મોટું થઈ, સમજાણું થતું જાય છે, તેમ તેમ પશુના જેવા સ્વભાવ તજીને મનુષ્યને છાજે તેવા સ્વભાવ ને ધારણ કરે છે.

---

## बाळकनी क्रूरता.

બાળસ્વભાવનુ અવલોકન કરનારા, કેટલાક વિદ્વાન એમ ધારે છે, કે બાળક સ્વભાવથીજ ક્રૂર હોય છે, કારણ કે ઘરનુ કોઈ માણસ મરી ગયું હોય છે, અથવા બીજા કોઈ પણ કારણને લઈને, ઘરનાં સઘળાં માણુસો શોકાતુર હોય છે, ત્યારે તેવી જાતના બનાવથી બાળકને અસર થતી જણાતી નથી. પુખ્ત વયે પહોંચેલાં મનુષ્યનાં ધોરણુ પ્રમાણે, જ્યારે બાળસ્વભાવની પરીક્ષા કરવામાં આવે છે, ત્યારે

* શારીરિક બળ અને પોતાની ઇચ્છા મક્કમપણે દર્શાવવાના તફાવતને લીધે

આવી જાતનાં અનુમાન નીકળી આવે તેમાં કાંઈ નવાઈ જેવું નથી. આપણા ધોરણ પ્રમાણે, તેઓની કેટલીક રીતભાત ક્રૂર દેખાય છે ખરી, પણ આપણું ધોરણ બાળસ્વભાવની કસોટી કરવામાં સંતોષકારક હોય તેવું લાગતું નથી, કારણ કે તેઓના ઉપર ક્રૂરતાનો દોષ મૂકવામાં આપણા સુખ કે દુઃખમાં ભાગ લેવાની સમજણ તેઓનામાં હોવી જોઈએ તેમ આપણે ધારીએ છીએ. બીજું તેઓનામાં સમજણ છતાં જાણી જોઈને, લુચ્ચાઈ કરીને, આપણા દુઃખમાં તેઓ ભાગ લેતાં નથી, તેમ પણ આપણે માની લઈએ છીએ. પુખ્ત વયનાં મનુષ્યોનાં સુખદુઃખ સમજવાની, કે સમજીને ભાગ લેવાની અકલ, બાળકમાં હોતી નથી, અથવા ઘણીજ થોડી હોય છે; વળી તેઓ સ્વભાવથીજ ચંચળ હોય છે, ને કંઈકનું કંઈક કરવા તરફ તેઓની વૃત્તિ થાય છે. તેઓ, તેઓનાં સ્વાભાવિક વલણથીજ રમતગમતમાં ગુંથાએલાં માલૂમ પડે છે. બીજાને સુખ કે દુઃખ થતું હોય ત્યારે પોતાની રમતમાં એટલાં બધાં લીન થઈ ગએલાં હોય છે, કે સુખી કે દુઃખી માણસ તરફ તેઓનું ચિત્ત જતું નથી, અને તેથી બીજાના સુખ કે દુઃખમાં, તેઓ ભાગ લઈ શકતાં નથી. બાળક પ્રાણી તરફ પણ ક્રૂર હોય છે, તેવી ફરિઆદો વારંવાર સાંભળવામાં આવે છે. *કેટલાંક બાળક બિલાડીની પૂંછડી જોરથી તાણે છે, તો કેટલાંક માખી, કરોળીઆ, પતંગીઆં, વગેરેને ઘુંદી

---

* ઇંગ્રેજ લોકોનાં અને હિન્દુ લોકોના બાળકોમા એક મોટો તફાવત જોવામાં આવે છે, અને તે એ છે કે ઇંગ્રેજ લોકોનાં બાળક, કુતરાં કે પક્ષીને જોઈને તેના તરફ પત્થર ફેંકવા તરતજ લલચાશે, પણ હિન્દુ લોકોના બાળક આ પ્રમાણે આચરવા ભાગ્યેજ લલચાશે. આ ભેદ હોવાનું કારણ વારસામાં ઉતરી આવેલું વલણ છે. પશુપક્ષીઓનો શિકાર કરવાનો તે પ્રજામા રિવાજ અને શોખ હોવાથી બાળકોની વૃત્તિ પણ કુદરતી રીતે હિંસા કરવા તરફ થાય છે.

નાંખે છે. આ ક્રૂરતા નહિ ત્યારે શું ? બાળકો જ્યારે બિલાડીની પૂંછડી તાણે છે, અથવા તો સૂક્ષ્મ જીવજંતુઓને ચગદી નાંખે છે, ત્યારે તેઓને જે દુઃખ થાય છે તેનુ તેઓને ભાન હોતું નથી, નહિ તો, આવું આચરણુ તેઓ કરેજ નહિ. અજ્ઞાન, બાળવિનોદ, તેમજ નિર્બળ પ્રાણી ઉપર સત્તા બેસારવાનાં સ્વાભાવિક વલણને લીધે આ પ્રકારની ક્રૂરતા દર્શાવવામાં આવે છે, તેની પ્રતીતિ થાય છે. બાળકની ક્રૂરતા ઐચ્છિક નથી, પણ સ્વાભાવિક વલણ, અને અજ્ઞાનનું પરિણામ છે. બેશક, આ જાતની ક્રૂરતા અટકાવવા, સમજુ માબાપ તેમજ શિક્ષકે બને તેટલો પ્રયાસ કરવોજ જોઈએ, ને તેઓની રમતથી પ્રાણીઓને જે દુઃખ વહનું પડે છે, તે તેઓના ધ્યાનમાં લાવવું જોઈએ. બાળકો ક્રૂર દેખાય છે, તેનું કારણ એવું પણ હોય છે, કે તેઓ ચાલતા પદાર્થથી મોહ પામી, ને પદાર્થને ત્વરાથી પકડવા જાય છે; પરન્તુ ઉતાવળના આવેશમાં ચાલતાં પ્રાણીનો જીવ જશે તેવો ખ્યાલ તેઓને રહેતો નથી. પદાર્થનો નાશ થયા પછી, બાળકને દયા ઉપજે છે, પોતે વિચારમાં પડે છે, ગંભીર બને છે, પસ્તાય છે, ને મનમાં કહેવા લાગે છે, કે 'અરે! મેં આ શું કર્યું ?'

કુતૂહલથી પણ સજીવ તેમજ નિર્જીવ પદાર્થનો વારવાર નાશ કરવા તેઓ લલચાય છે. જર્મન સુખ્યાત કવીશ્વર ગુટે, જ્યારે નાનો હતો, ત્યારે રમકડાં તેમજ માટીનાં વાસણ, ઉપરથી નીચે ફેંકતો, અને જોતો કે તે નીચે પડવાથી ભાંગી જાય છે કે કેમ. આ જાતનુ વર્ત્તન બાળકોમાં સર્વત્ર સાધારણ છે.

આ સઘળી હકીકત ધ્યાનમાં રાખ્યા પછી, ક્રૂરતાને માટે બાળક કેટલે દરજ્જે ગુન્હેગાર ઠરે છે, તે નક્કી કરવું જોઈએ.

## बाळकनी असत्यता.

બાળકોમાં અસત્ય કે જૂઠું બોલવાની ટેવ સ્વાભાવિક છે, તેવો આરોપ તેઓના ઉપર કેટલાક તરફથી મૂકવામાં આવે છે. આ આરોપ કેટલે દરજ્જે ખરો છે, તે આપણે હવે તપાસીએ. નીતિના કાનુન ગૂઢ છે, તે કાનુનો સમજવા અને સમજીને તે પ્રમાણે વર્ત્તન કરવું એ સહેલ નથી, તેથી તેઓના ઉપર જૂઠનો આરોપ મૂકતા પહેલાં પુખ્ત વિચાર કરવાની જરૂર છે. પોતે જે બોલે છે તે અસત્ય છે તેવું જાણતાં છતા, અથવા બીજાને છેતરવા ખાતર, જો તેઓ જૂઠું બોલે, તો તેઓનો દોષ છે. તે દેખીતું છે. જાણી જોઇને કે કોઇને નુકસાન કરવા માટે, તેઓ ક્વચિતજ જૂઠું બોલતા માલૂમ પડે છે. બાળક અસત્યને રસ્તે દોરાય છે, તેનાં અનેક કારણ છે. જે વસ્તુ પોતાની પાસે હોય છે, તે વસ્તુ પોતાનીજ પાસે રાખવાની ઇચ્છાથી, રખેને તે વસ્તુ બીજુ કોઇ લઇ લેશે તેની બીકથી, બાળક તે વસ્તુ બીજાનાથી છૂપાવે છે, અને જ્યારે તેને પુછવામાં આવે છે, કે તેની અમુક વસ્તુ ક્યાં છે,ત્યારે તે કહે છે કે તે વસ્તુ તેની પાસે નથી. બાળક અસત્ય બોલે છે તેવું સિદ્ધ કરવાને માટે આવું વર્ત્તન બસ નથી ? ના, નહિજ. કારણ કે પોતાની પ્રિય ચીજ બીજાનાથી છૂપાવવાનુ વલણ બાળકોમાં હોય છે, અને તે વલણને અનુસરી, માગેલી વસ્તુ પોતાની પાસે નથી તેવુ કહે છે. ખરી ઇચ્છા વસ્તુને પોતાની પાસે રાખવાની છે, માબાપ કે કોઇની પાસે જૂઠું બોલવાની નથી. કટલાક શબ્દો તેના અર્થ સમજ્યા વિના વાપરવામા આવે છે, તેથી કરીને પણ બાળક જૂઠું બોલે છે, તેવો ભાસ થાય છે. તે રમતમાં કહે છે, કે 'મારો ઘોડો મરી ગયો.' આ વખતે શું તે જૂઠું બોલે છે ? ના, નહિજ, કારણકે લાકડાંના નિર્જીવ ઘોડાને મરેલો કહેવામાં બાળકને 'મરવું' એ શબ્દના ખરા અર્થનુ

ભાન નથી. આવી જાતની ભાષા માત્ર એટલુંજ બતાવી આપે છે, કે બાળકમાં કલ્પનાશક્તિનું પ્રાધાન્ય છે. વળી પોતે જૂઠું બોલે છે, તેવો તેને સ્વપ્ને પણ વિચાર હોતો નથી. પ્રશ્નનો ઉત્તર દેતી વળા પણ બાળકો જૂઠું બોલતા હોય તેવું ભાસે છે. 'આ કામ કોણે કર્યું?' એવો પ્રશ્ન જ્યારે પૂછવામાં આવે છે ત્યારે તે પોતાનુ નામ દેવાને બદલે, કોઈ બીજાનુજ નામ બેધડક આપી દે છે. હવે આ જાતની અસત્યતા તે ખરી અસત્યતા ગણવી કે નહિ? બાળક સ્વભાવથીજ રમતીઆળ અને આનંદી હોય છે, તેથી રમતમાં એકને બદલે બીજાનુ નામ દેવામા જાણે કે તેને આનંદ થતો હોય નહિ, તેમ આંચકો ખાધા વિના, બીજાનુ નામ આપી દે છે, નહિ કે બીજાને છેતરવા માટે કે જૂઠું બોલવા માટે. જ્યારે આપણે ઉધરસ ખાઈએ છીએ, ત્યારે બાળકને પણ જાણે ખરેખરી ઉધરસ આવતી હોય, તેમ તે પણ ખોંખાં કરવા લાગી જાય છે. આમ કરવાનુ ખરૂં કારણ તેની અનુકરણ કરવાની વૃત્તિ છે. એટલુ પણ કબુલ કરવું જોઈએ, કે બાળકમા થોડી ઘણી સ્વાભાવિક લુચ્ચાઈ પણ છે. પોતાની માને છેતરી શકે છે, તેવા હાસ્યજનક વિચારથી, એક બાળક, જ્યારે જ્યારે તેની મા દાળનો વઘાર કરતી, ત્યારે ત્યારે ખોંખાં કરી મૂકતું. માએ વિચાર્યું, કે વઘાર આકરો થાય છે તોપણ અને નથી થતો તોપણ, ખોંખાં કરે છે, એ શું? તે ઉપરથી માએ માત્ર ઉની કરેલી કડછીનેજ દાળમાં છમકારી. છમકારો સાંભળતાંજ બાળક ખોંખાં કરવા લાગ્યું, અને આ સાદી યુક્તિથી તેની લુચ્ચાઈ પકડાઈ. એક વખત કરેલુ કામ ફરીથી કરવા બાળકને હોંસ થાય છે, તે નિયમાનુસાર, બાળકનુ ઉપરનું આચરણ સમજી શકાય છે. અનુકરણ કરવાનુ, દેખાવ કરવાનુ, એક વખત કરેલું કાર્ય ફરીથી કરવાનુ વલણ બાળકમાં સ્વાભાવિક છે.

આ જાતનાં વલણુને લીધે તેઓ જૂઠાં છે, તેવો ભાસ ઘણી વખતે થાય છે, પરન્તુ તેટલા માટે તેઓ સ્વભાવથીજ જૂઠાં છે, તે કેમ કહેવાય ? એટલું તો નક્કીજ છે, કે પુખ્તવયનાં માણુસો, જે અર્થમાં 'અસત્ય ' શબ્દને સમજે છે, અને જે અસત્ય ધિક્કારવા યોગ્ય છે, તે જાતનું અસત્ય તેઓમાં જોવામાં આવતું નથીજ. નિઃશંક, કેટલીક વખતે, તેઓ જૂઠું બોલવા તરફ દોરાય છે પણ ખરાં, પરન્તુ તેને માટે ઘણી વખતે તેઓનો દોષ હોતો નથી, તે નીચે આપેલા ખુલાસાથી સમજાશે. એ તો સર્વમાન્ય વાત છે, કે શ્રેષ્ઠતર બુદ્ધિવાળા માણુસોનો બાળક ઉપર પ્રભાવ પડવાથી, તેઓ પોતાના ખરા વિચાર છૂટથી—સ્વતંત્રપણે દર્શાવતાં નથી. આ કારણુથી, બાળક કરતાં મોટી ઉમરનાં માણુસ તેઓને પ્રશ્ન કરે છે, ત્યારે તેઓ સંકોચ પામીને પ્રત્યુત્તર આપે છે; એટલુંજ નહિ, પણ જેવી જાતનો જવાબ તેઓની પાસેથી કઢાવવો હોય તેવી જાતનો જવાબ દબાણુથી કઢાવી શકાય છે. બાળક પ્રશ્ન કરનારા કરતાં શરીર તેમજ મનમાં નિર્બળ હોવાથી છેતરાય છે. તેને અમુકજ વાત સાચી છે, તેવી એક વખત ખાત્રી થઈ હોય, તોપણુ, જો તેને જરા તડાકીને ફરીથી પૂછવામાં આવ્યું હોય, તો તે પોતાનો પંથ તરતજ બદલી નાંખે છે, અને જે ખરૂં નથી, તે કહે છે, અને આવી રીતે બળવત્તર બુદ્ધિથી દોરાય છે—છેતરાય છે. બાળકો આવી રીતે છેતરાય છે ખરાં, પણુ તેથી તેઓ મૂઢ છે, તેમ ધારવું તદ્દન ભૂલભરેલું છે. પ્રશ્ન કરતી વખતે, આપણું વલણુ તેને શું કહેવરાવવા તરફ છે, આપણા પ્રશ્નની ઢબ કેવી છે, આપણી બોલીનુ તેમજ આપણા ચ્હેરાનું રૂપ કેવું છે, તે સઘળું નીહાળવાની, નીહાળીને તે પ્રમાણે વર્ત્તન કરવાની, તેઓમાં કેવી સૂક્ષ્મ બુદ્ધિ હોય છે? માબાપ કે મોટાં ભાઈબેન બાળકને અસત્યને રસ્તે

દોરવામાં સાધનભૂત થઈ પડે છે. જે જે સંયમ તેઓના ઉપર રાખ-
વામાં આવે છે, જે જે નિયમો પ્રમાણે વર્ત્તન કરવાનું તેઓને વારંવાર
ફરમાવવામાં આવે છે, તે તે સંયમ અને નિયમોને અમલમાં મૂકવાની
કઢંગી રીતિથી અથવા તેજ સંયમ અને ધોરણો હદ ઉપરાંત કઠિન
હોવાથી, તેઓ અસત્ય બોલવા તરફ લલચાય છે. ધમકીની બીકથી,
પોતાના રક્ષણાર્થે પણ તેઓ જૂઠું બોલે છે. ઉપરના કહેવામાં કેટલું
સત્ય છે, તે જાણવા માટે ઘણાંખરાં માબાપ અને શિક્ષકને અનેક
પ્રસંગો મળ્યાજ હશે. કેળવણીના વિષય ઉપર લખનાર વિદ્વાન્ કંપાયરે
નીચેનો રમુજી દૃષ્ટાંત આપે છે. એક વખતે કોઈ એક બાળકની મા
કંઈક શબ્દો બોલી. માના બોલેલા શબ્દો તે બાળકને પસંદ ન પડ-
વાથી તે એકદમ બોલી ઉઠયુ 'ખરાબ'. તે થોડીવાર ચૂપ રહ્યું, અને
ત્યારપછી તરતજ 'ખરાબ' શબ્દને પોતાનાં રમકડાંની પહેલાં વિશેષણ
તરીકે મૂકી દીધો, એટલે 'ખરાબ' શબ્દ બોલ્યા પછી, થોડીવારે
તે બોલ્યુ, કે 'ખરાબ રમકડાં'. આમ કરવાનુ શું કારણ? માના
બોલેલા શબ્દો ખરાબ છે, તેમ કહેવાથી માને ખોટું લાગશે, અને
તેથી તે પોતાને ધમકાવશે, એવું ધારી, બનતી ઉતાવળે, પકડાય નહિ
માટે, તેણે ખરાબ વિશેષણ પછી વિશેષ્ય મૂકવાનું રહી ગયું હોય,
તેવો ડોળ કરી, 'રમકડાં' શબ્દ ઉમેરી દીધો. એવાં પણ બાળકો હોય
છે, કે જે પોતાનાં માબાપ, ગુરુ કે મિત્ર સમક્ષ, કોઈ દિવસ જૂઠું
બોલતાં નથી. જે જે માણસના સંબંધમાં તેઓ આવેલાં નથી, અથવા
જે માણસ તરફ પોતાનો અભાવ કે અણગમો હોય, તેવાંની સમક્ષ જૂઠું
બોલતાં તેઓ આંચકો ખાતાં નથી. આશ્ચર્યજનક વાત તો એ છે, કે કેટ-
લાંક બાળકની પેઠે, જંગલી લોકો પણ પોતાના સમૂહમાંજ સત્ય બોલવા
પોતાને બંધાએલા ગણે છે; પરન્તુ અજાણ્યા માણસની આગળ સત્ય
બોલવા તેઓ પોતાને બંધાએલા ગણતા નથી.

પુખ્ત વયનાં મનુષ્ય પોતાની ભૂલ જોઈ શકે છે, ને પોતાની ભૂલનું ભાન થવાથી પસ્તાય છે, તેમ બાળક પોતે જૂઠું બોલે છે, તેવું સમજે છે, ત્યારે પસ્તાય છે. જેમ પુખ્ત વયનાં મનુષ્યને એક જૂઠું છૂપાવવા અનેક જૂઠાં બોલવાં પડે છે, તેમ તેને પણ એક અસત્ય છૂપાવવા ઘણાં અસત્ય બોલવાં પડે છે. સઘળી બાબતો ઉપર વિચાર કરતાં, એટલું સિદ્ધ થાય છે, કે બાળક જૂઠું બોલે છે, તેમાં ઘણે અંશે જૂઠાનો ભાસજ હોય છે, અને થોડેજ અંશે સ્વાભાવિક લુચ્ચાઈ હોય છે. કેટલેક અંશે માબાપ, શિક્ષક, અને આસપાસનાં માણસોનાં આચરણનો દોષ પણ હોય છે. ગમે તેમ હો, પણ બાળક નિર્બળ ને પરતંત્ર છે, તેથી નાની વયમાં જે જે ગુન્હા તેઓ કરે છે, તેને માટે તેની ઉપર દયાની નજરે જોવું જોઈએ; એટલુંજ નહિ, પણ તેની શારીરિક સ્થિતિ ને માનસિક શક્તિઓ સુધારવા તરફ, દરેક માબાપ તેમજ શિક્ષકે સંપૂર્ણ ધ્યાન આપવું જોઈએ.

---

## बाळकने जनसमूहमां रहेवुं गमे छे.

નાનાં બાળકને એકલું રહેવું ગમતું નથી, ઝોળીમાં પડી રહેલું બાળક જો કોઈને દેખતું નથી, તો રડવા લાગે છે. કોઈ પણ મનુષ્યને ઓરડામાં આવતું સાંભળી કે તેના બેચાર વહાલના મીઠા શબ્દો સાંભળી, તે તરત રડતું બંધ થઈ જાય છે. તે હીંડતાં શીખે છે, ત્યારે પણ જ્યાં જ્યાં માણસો એકઠાં થયાં હોય છે, ત્યાં ત્યાં જાય છે. આથી પણ સાબીત થાય છે, કે બાળકનું સ્વાભાવિક વલણ જનસમૂહમાં રહેવાનું છે. આ ઉપરથી એટલું સમજવાનું છે, કે બાળકને સરખી ઉમરનાં બાળકો સાથે રમવા જવા દેવાં. મોટી વયના મનુષ્ય, તેના સ્વભાવને અનુસરી, તેની રમતમાં જોઈએ તેવો ભાગ લઈ શકતાં નથી.

જે જે બાળક પુખ્ત વયનાં માણુસ સાથેજ ઉછરેલાં હોય છે, અને જેને સરખી વયનાં બાળક સાથે રમવાનો પ્રસંગ આવ્યો હોતો નથી, અથવા ઘણોજ થોડો આવ્યો હોય છે, તેવાં બાળક, જાણે કે તેમને દુનીઆમાં સુખદુઃખનો અનુભવ થઈ ગયો હોય નહિ, તેમ ગભીર ને શોકાતુર દેખાય છે. કેટલાંક માબાપ, બાળકને પોતાનીજ પાસે રાખે છે, અને સરખા વયનાં બાળક સાથે રમવા જવા દેતાં નથી, એ તેઓની મોટી ભૂલ થાય છે, કારણ કે સરખી વયનાં બાળકોની સંગતિથી, બાળકની બુદ્ધિ પ્રકાશ પામે છે, અને તેઓની નીતિનો પાયો દૃઢ નંખાય છે.

---

## ભ્રાતૃભાવ.

જેવી રીતે બાળકમાં ઈર્ષ્યારૂપી દુર્ગુણનાં સ્વાભાવિક વલણ જોવામાં આવે છે, તેવી રીતે ભ્રાતૃભાવનાં સારા લક્ષણ પણ જોવામાં આવે છે. ઘણાં બાળકો, નાનપણથીજ, બિલાડી, કુતરાં, પોપટ, મેનાં તરફ પોતાનો પ્રેમ દર્શાવે છે. જ્યારે પોતાનો આનંદ તેઓ શબ્દમાં દર્શાવી શકતાં નથી, ત્યારે આનંદની લાગણીથી, હસતાં મોંથી, હાથપગ ધીમે ધીમે અફાળવાથી, અને આનંદદર્શક, પરન્તુ અસ્પષ્ટ જલ્પથી બતાવે છે. તેઓ અજાણ્યા બાળકને પોતાની રમવાની ચીજો પણ આપે છે, અને સારી સારી ખાવાની ચીજોમાંથી પણ અજાણ્યા બાળકનો ભાગ પાડે છે. પોતાના બાળકપરોણાને અમુક રમત ન આવડતી હોય તો તે રમત કેમ રમવી તે દેખાડે છે. બાળકમાં પ્રેમનાં વલણ પણ સ્વાભાવિક છે, તેમ કહેવામાં પણ કાંઈ વાંધો નથી. જ્યારે માબાપ, ભાઈબેન કે આસપાસનાં બીજા માણસો તેઓથી જુદાં પડી પરગામ જાય છે, અને થોડા વખત પછી પાછાં આવે છે, ત્યારે મોના દેખાવથી, શબ્દથી, ને વર્ત્તનથી તેઓના તરફ કેવી અનિર્વર્ણનીય

લાગણીઓ બતાવે છે! પ્રેમની લાગણી મનુષ્યવર્ગ તરફજ તેઓ બતાવે છે, તેમ કાંઈ નથી. તેઓ પશુવર્ગ તરફ પણ પોતાનો ભાવ બતાવતાં ચૂકતાં નથી. સાડાત્રણ વર્ષના એક છોકરાએ તેની માને કહ્યું કે 'મા, છાપરા ઉપર ચીંચીં કોણ કરે છે? માએ જવાબ આપ્યો, કે 'છાપરાંની ઉપર વાંદરાનું એક બચ્ચું છે; આ બચ્ચાંની મા તેને મૂકીને ચાલી ગઈ છે, તેથી તે ચીંચીં કરે છે' માના વિયોગનું દુઃખ બચ્ચાંને લાગતું હશે, અને તે હવે એકલું ને નિરાધારછે. તેવું ધારી તે છોકરો બોલ્યો 'મા, આપણે તેને રોટલો આપીશું, દૂધ અને દહીં આપીશું; ચા આપીશું; પાણી આપીશું, વગેરે.' '**आत्मवत् सर्व भूतेषु**' નો કેવો ઉત્તમ નમુનો!!!

આ જાતની ભ્રાતૃભાવની લાગણી વૃદ્ધિ પામશે કે નહિ, તેનો આધાર માબાપ ઉપર છે. માબાપ જેટલા પ્રમાણમાં, આ ભાવ બીજાં પ્રત્યે બતાવે છે, તેટલાજ પ્રમાણમાં બાળક પણ તેઓનું અનુકરણ કરી, બીજાં પ્રત્યે તેવોજ ભાવ બતાવવા દોરાય છે. નિશાળમાં પણ આ ભાવની વૃદ્ધિ કરવાના શિક્ષકને અનેક પ્રસંગ મળે છે. આવા પ્રસંગ જતા નહિ કરતાં, દરેક શિક્ષકે જેમ બને તેમ, બાળકો એક બીજાંને મદદ કરતાં શીખે, એક બીજાંને અંતઃકરણથી ચાહે તેમ કરવા હંમેશાં બનતો પ્રયાસ કરવો.

પશુવર્ગમાં પણ ઈર્ષ્યા અને તેથી વિરુદ્ધ ગુણ ભ્રાતૃભાવ બંને જોવામાં આવે છે. જ્યારે એક કુતરૂં ભસવા લાગે છે, ત્યારે આસપાસનાં બીજાં કુતરાં પણ ભસવા લાગી જાય છે, અને જ્યારે એક કુરકુરિઉં ગેલ કરતું હોય છે, ત્યારે તેની સાથેનાં બીજાં કુરકુરિઆં પણ ગેલ કરવા લાગી જાય છે. આવી જાતના ચેપથી* મનુષ્ય પણ મુક્ત

---

* ભ્રાતૃભાવ સાથે અનુકરણ કરવા તરફનું વલણ પણ કેટલેક અંશે ભાગ લે છે.

નથી. પાંચસાત બાળકો સાથે રમતાં હોય, ને તેમાંથી જો એકાદ બાળક પડી જાય, ને રડવા લાગે, તો આસપાસનાં બાળક શાંત થઈ, તેને પૂછવા લાગે છે, કે 'તને શું થયું? તને શું લાગ્યુ?' વધારે કોમળ હૃદયનાં બાળક તો રડવાજ લાગી જાય છે. તેઓ આસપાસનાં માણસની લાગણીઓનુ અનુકરણુ કરે છે, તે બતાવવા અહિં એક દૃષ્ટાંત આપેલો છે. એક વખતે એક બાળકની માનું માથું દુઃખતું હતું. આ બાળક માનુ દુઃખ જોઈ, પોતાને પણ દુઃખ થાય છે, તેવું બતાવવા લાગ્યું. માના દુઃખમાં ભાગ લેવા, પોતે દુઃખી દેખાવા લાગ્યુ અને પોતાનું માથું દુઃખે છે, તેમ માને કહેવા લાગ્યુ. મા તરફ પોતાનો ભાવ બતાવવાની અને માને ખુશ કરવાની, બાળકની કેવી કાળજી! આપણે કહી ગયા, કે આ ભાવ બાળક પશુપક્ષી તરફ પણ બતાવે છે. તેમ કરવાનુ શુ કારણુ હશે?

મી. કંપાયરે આ શંકાનુ સમાધાન કરતાં કહે છે, કે નાના બાળક ને નાનાં પશુપક્ષી ઘણી બાબતોમા એક બીજાને મળતાં આવે છે. આહાર, નિદ્રા, ભય, ચાંચલ્ય, નિર્બળતા, નિરાધારપણું, વગેરે પશુપક્ષી તેમજ નાનાં બાળકમાં સામાન્ય છે, ને તેથી જે ભાવ પશુપક્ષી તરફ બતાવવામાં આવે છે, તે સ્વાભાવિક છે. તે વિદ્વાન કહે છે, કે જ્યાં જ્યાં મળતા ગુણુ ત્યાં ત્યાં અન્યોન્ય પ્રેમ સંભવે છે, ઉદ્ભવે છે, અને દૃઢ પણુ થાય છે. મી. કંપાયરેના આ ઉત્તમ વિચારમાં સંપૂર્ણ સત્ય સમાએલું છે, તેમાં જરા પણુ શંકા નથી.

---

## *આજ્ઞા.

### બાળક આજ્ઞા પાળે છે ?

બાળક આજ્ઞા પાળવામાં તત્પર હોય છે, કે આનાકાની કરે છે, તે વિષે હવે આપણે વિચાર કરીએ. બે પ્રકારનાં બાળક હોય છે; એક પ્રકારનાં આજ્ઞા પ્રમાણે ચાલનારાં, અને બીજા પ્રકારનાં આજ્ઞાથી વિરુદ્ધ ચાલનારાં. બાળક સ્વભાવથીજ ચંચળ હોય છે, તે આપણે આગળ કહી ગયા છીએ. તેઓને કંઈ કરતાં અટકાવવામાં આવે છે, અથવા તેને વારંવાર હુકમ કરવામાં આવે છે, કે 'આમ કર, તેમ કર; ત્યાં જા, ઉદ્દીશ નહિ; બેસી જા; વગેરે,' ત્યારે આવા સંયમ અને હુકમથી કંટાળી જઈ, આજ્ઞાનો અનાદર કરવા તેઓનું વલણ થાય છે. આજ્ઞાનો અનાદર કરવામાં આવે છે, ત્યારે માત્ર બાળકનોજ દોષ હોતો નથી. આજ્ઞા કરનાર કઢંગી રીતે, કઠોર શબ્દમાં, અયોગ્ય કાળે કે સ્થળે, આજ્ઞા આપે, ને પછી તે આજ્ઞા પ્રમાણે તેઓ ન વર્તે તો તેમાં તેનો શો દોષ ? અજાણ્યો કે અણગમતો માણસ હુ-

---

* એજ રીતે, પરંતુ બીજા સ્વભાવમાર્ગેથી ચાપલ્યના અનિયન્ત્રણનું પરિણામ પણ discipline નિયમવશતા—ના ભંગમાં આવે છે પુખ્ત વયે પહોંચીને સિપાઈને સરદારની આજ્ઞાને તાબે રહેવું છે, અધિકારમાં તાબેદારે ઉપરીની આજ્ઞા વગર તકરારે પાળવાની છે–વગેરે નિયમવશતાની જરૂર છે; વાદવિવાદ છોડીને આજ્ઞા અનુસરવી એ ધર્મ પણ એક પક્ષે સંપાદન કરવા યોગ્ય છે. એ ગુણ બરોબર રીતે પ્રાપ્ત થવા માટે બાળપણમાંથીજ discipline ની કેળવણી પણ આવશ્યક છે. એ discipline–નિયમવશતા– અને સ્વાભાવિક ચાપલ્યાદિકથી સાધ્ય સ્વાભાવિક વિકાસ, એ બે વચ્ચે ડહાપણ સાથે યોગ્ય સમતોલ રાખતાં વડીલોને, શિક્ષકોને, બાળકને કેળવનાર સર્વેને, આવડવું જોઈએ તે પણ ભૂલવાનું નથી.

રા. રા. નરસિંહરાવ.

કમ કરે, ત્યારે પણ તેઓ હુકમ વિરુદ્ધ વર્ત્તે છે. જાણીને કે અજાણ્યો માણસ તેઓનાં સ્વાભાવિક વલણ વિરુદ્ધ કાંઈ આજ્ઞા કરે છે, ત્યારે તેવી પુખ્ત વિચાર કર્યા પહેલાં કરેલી આજ્ઞાનો ભંગ થવા સંભવ રહે છે. કાંઈ પણ કારણ સિવાય, જ્યારે તેઓ આજ્ઞાનો લોપ કરે છે, ત્યારે સાધારણ અનુમાન એમ થઈ શકે, કે તેઓ સ્વભાવથીજ આડાં છે. જે બાળકો આજ્ઞા પાળવામાં તત્પર હોય છે, તેવાં બાળકો, તેમજ તેનાં માબાપ, ભાઈ બેન વગેરેની વચ્ચે યુદ્ધ થવા સંભવ રહેતો નથી, પરન્તુ વિરુદ્ધ ગુણવાળાં અને જન્મથીજ આડાં બાળકો, તેમજ તેનાં માબાપ વચ્ચે સરસાઈ ભોગવવા યુદ્ધ મચે છે. માબાપના મનમાં હોય છે, કે બાળક હુકમનુ અપમાન કરે તે ઠીક નહિ; બાળક હઠ લે છે, કે માબાપનો હુકમ માનવોજ નહિ. વડીલ તેમજ બાળક, પોતપોતાના કામમાં સફળ થવા યત્ન કરે છે. આડાં બાળકને સીધે રસ્તે લાવવાં કઠિન છે, અને તેથી તેને સુધારવાનું કામ સંભાળથી ને યુક્તિથી કરવાનું છે. ચૌદમા રત્ન—માર—સિવાય બાળક સુધરે નહિ, તેવા ભૂલભરેલા મતને અનુસરી, કેટલાંક અણસમજુ અને નિર્દય માબાપ બાળકને મારવાજ લાગી જાય છે, તે ઘણું ખોટું છે. યુક્તિથી સમજાવીને, અને બહુ તો ધમકીથી તેઓની જોડે કામ લેવું. આજ્ઞાના અનાદાર માટે તાડન કરતાં પહેલાં રમતમાં, અજાનમાં, કે માબાપનાજ દોષને લીધે, તેઓ તેવી રીતે વર્ત્તે છે, તે બાબતનો કેટલાં માબાપ વિચાર કરે છે ?

---

## आज्ञा उल्लंघन करवा माटे बाळकनी युक्तिप्रयुक्तिओ.

આજ્ઞા ભંગ કરવા માટે, બાળકો કેવી કેવી યુક્તિઓ શોધી કાઢે છે, તે વિષે ઇટાલીઅન લેખક લોમ્બ્રોઝોએ નીચે પ્રમાણે એક

છોકરીનો દૃષ્ટાંત આપેલો છે. ત્રણ વર્ષની એક છોકરીને તેની દાદીએ પોતાની પાસે બોલાવી, ત્યારે તે છોકરીએ જવાબ દીધો, કે 'હું મારી ઢીંગલીને ધવરાવું છું' તેમ કહેવાની મતલબ એ હતી, કે તે વખતે પોતે પોતાની દાદી પાસે જઈ શકે તેમ નથી. આજ્ઞા ઉલ્લંઘન કરવાની કેવી યુક્તિ! પરોણાની સમક્ષ અમુક ચીજ બાળકે માગવી નહિ, તેવો હુકમ કરવા છતાં, પોતાને ચીજ જોઈતી નથી, એવી રીતે કહીને પણ તે ચીજ પોતાને જોઈએ છે, તેમ સૂચવે છે. મંડળીમાં મૌન ધારણ કરવા બાળકને પ્રથમથી કહેવામાં આવે છે, તોપણ મૌન રહેવું બાળસ્વભાવને રુચતું નથી, તેથી તે મૌનબંધનમાંથી છૂટવાને માટે કાંઇકની કાંઇક બારી શોધી કાઢવા બનતો પ્રયાસ કરે છે. લગભગ ત્રણ વર્ષના એક છોકરાને તેની માએ કહ્યું, કે 'અહિં તું કાંઈ બોલીશ નહિ.' જ્યારે સઘળાં શાંત બેઠાં હતાં, ત્યારે તે ત્રણેક વખત ચૂપ ન રહી શકવાથી તેની માને કહેવા લાગ્યુ. 'મા, અહિં કાંઈ પણ ન બોલું?' બાળકની કેવી પક્કાઈ! હુકમના બંધનમાંથી છૂટવા બાળક કેવી અક્કલ દોડાવે છે, તે બાબતનો 'વુરસેસ્ટર કલેકશન' માં આપેલો દૃષ્ટાંત રમુજી અને બોધકર હોવાથી અત્રે આપેલો છે. કોઈ એક માએ માળ ઉપરથી નીચે જતી વેળાએ, પોતાના ત્રણ વર્ષના છોકરાને કહ્યું, કે 'તું તારી નાની બેનની સંભાળ રાખજે.' મા જ્યારે પાછી ફરી, ત્યારે તેણે પોતાના છોકરાને દાદર ઉપર જોયો. માએ કહ્યું, કે 'મે તને તારી નાની બેનની સંભાળ રાખવા કહ્યું હતું, તે છતાં તું અહિં કેમ આવ્યો છે?' છોકરાએ જવાબ આપ્યો–કે 'ઓરડામાં મધમાખીઓ ગણુગણુ કરતી હતી, તેથી મેં ધાર્યું કે તે મને ડંખશે, અને તેથી હું નીચે ઉતરતો હતો, તેવામાં તમે મળ્યાં.' માએ કહ્યું, કે 'મધમાખી

તારી બેનને ડંખશે તેવો વિચાર તને ન આવ્યો? લુચ્ચા છોકરાએ જવાબ આપ્યો, કે 'હા હું તે જાણતો હતો, પણ જો હું ઓરડામાં રહ્યો હોત, તો મધમાખી મને અને મારી બેન બંનેને ડંખત.' આજ્ઞાભંગના દોષમાંથી છૂટી જવા, માત્ર ત્રણ વર્ષના બાળકે કેવી અક્કલ લડાવી! એવાં પણ બાળકો હોય છે, કે જે જરૂર પડે, પોતાનો દોષ બીજાના ઉપર ઢોળી દેતાં બીતાં નથી.

મારા એક મિત્ર, બાળકની ખંધાઈનો એક ઘણોજ રમુજી દાખલો નીચે મુજબ લખી જણાવે છે.

'મારો ત્રણેક વર્ષનો છોકરો, હું કેટલુક સરકારી કામ કરતો, ત્યારે મને કેટલીક વેળા બોલાવ બોલાવ કરી પજવતો. આ જાતની અગવડ દૂર કરવા ખાતર મે ધીમે ધીમે તેને એવું ઠસાવ્યું, કે જ્યારે જ્યારે હું સરકારી કામ કરતો હોઉં, ત્યારે ત્યારે તેણે બોલવું નહિ. આ યુક્તિથી બીજાં કેટલાક કામ પણ 'સરકારી કામ' ને બહાને કરી શકાતાં, પરન્તુ તે બાળકે તેવા બ્હાનાનો એક દિવસ એવો લાભ લીધો કે તેથી મારી પણ ખાત્રી થઈ કે બાળકની સાથે કામ લેવામાં માણસની ખંધાઈ ઘણી વેળા તેને પોતાનેજ નડે છે. આ છોકરો કોલસાથી ભીંત ઉપર એક દિવસ લીટા કાઢી ભીંતને બગાડતો હતો. મેં તેને પૂછ્યુ 'તું શું કરે છે?' તેણે ગુન્હામાંથી છટકી જવા ખાતર તેમજ સીધો જવાબ આપવાની મુસ્કેલીમાંથી તેમજ ઠપકામાંથી બચી જવા ખાતર ઘણીજ ગંભીરતાથી જવાબ આપ્યો, કે 'અત્યારે મને બોલાવો નહિ; હું સરકારી કામ કરૂં છું;'!!!

કેટલાંક બાળકો સ્વભાવથીજ નિયમ અને આજ્ઞા પાળવાવાળાં હોય છે. ઘરમાં જે જે રીતભાત તેમના જોવામાં આવે છે, તે તે રીતભાતને તેઓ અનુસરે છે. આજ્ઞા કે નિયમનો ભંગ કરવો એ ગુન્હો

છે, તેવું સમજનારાં બાળકોથી કદાચ ભૂલ થઈ જાય છે, તો તેઓ પસ્તાય છે, ને પોતાનેજ ઠપકો દે છે. આવાં ઉત્તમ લક્ષણવાળાં બાળકોને ધન્ય છે!

---

## बाळकनुं आज्ञाथी विरुद्ध वर्त्तन.

બાળક આજ્ઞા પ્રમાણે વર્ત્તતાં નથી, ત્યારે તેઓએ આજ્ઞાનો ભંગ કર્યો તેમ કહેવાય છે. આજ્ઞા પ્રમાણે કરવું નહિ તે પણ જુદું, ને આજ્ઞાથી વિરુદ્ધ વર્ત્તવું તે પણ જુદું. બાળકને કહેવામાં આવે, કે 'અહિં આવીશ નહિ,' તો તે આપણા તરફ દોડી આવે છે. છોકરાને કહીએ, કે 'ઉભો રહે,' તો તે જવાબ આપે છે, કે 'ઉભો નહિ રહું, ને આવી રીતે જવાબ વાળી તે દોડી જાય છે. વિરુદ્ધ આચરણ કરવાવાળાં અને આજ્ઞાનો ભંગ કરવાવાળાં બાળકોમાં આ ફેર છે, કે વિરુદ્ધ વર્ત્તન કરવાવાળાં બાળકો આજ્ઞા પ્રમાણે ચાલતાં નથી, એટલુંજ; નહિ પણ નિડરપણે આજ્ઞાથી વિરુદ્ધ આચરણ કરવા જાય છે. આજ્ઞાનો ભંગ કરવાવાળાં બાળકો તો આજ્ઞાને અનુસરતાં નથી એટલુંજ; આજ્ઞાથી વિરુદ્ધ વર્ત્તન તેઓ કોઈ દિવસ કરતાં નથી. બાળકનાં આવાં સ્વાભાવિક વલણની માહિતી ઘણાં માબાપ અને શિક્ષકને ન હોવાથી, ઘણી રીતે હાનિ થતી જોવામાં આવે છે. આવાં વર્ત્તનથી આજ્ઞા આપનારની લાગણી દુઃખાવી, તેઓને હેરાન કરવાનો લેશ પણ ઇરાદો તેઓને હોતો નથી. તેઓની માનસિક શક્તિઓ નિર્બળ છે તેથી, અને પોતાનાં કાર્ય યથેચ્છ કરવા શક્ત નથી તેથી, નજીવાં કારણને લીધે પણ તેઓ આડે રસ્તે દોરાઈ જાય છે. જે કામ બાળક પાસે કરાવવું હોય તેના કરતાં વિરુદ્ધ હુકમ કરી કેટલાંક યુક્તિવાળાં માબાપ આ વલણનો લાભ લેતાં જણાય છે. તેઓ આજ્ઞાનું ઉલ્લંઘન કરે નહિ,

અને કહેવા પ્રમાણે ઉત્સાહથી કામ કરે, માટે ઘણીક વેળા હુકમનું રૂપ ફેરવી નાંખવાથી ધારેલું કામ પાર પાડી શકાય છે; જેમકે— 'આ રકાબી લાવ' તેવા રૂપમાં હુકમ કરવાને બદલે, બાળકનું નામ દઈ, ફલાણો મને આ રકાબી હમણાં લાવી આપશે; બાળકનુ નામ દઈ ડાહ્યો છોકરો કે છોકરી જલદીથી મારૂં કામ કરશે; અથવા હું આંખ બંધ કરી ઉઘાડું છું તેટલામાં તે મને રકાબી લાવી આપશે; ડાહ્યો છોકરો રકાબી એ લાવ્યો. આવી રીતે સૂચનાના રૂપમાં આજ્ઞા આપવાથી, સ્વાભાવિક ચાંચલ્યનો ઉપયોગ કરી, આપણું કામ સાધી શકાય છે.

---

## बाळहठ.

બાળહઠ, સ્ત્રીહઠ, રાજહઠ અને યોગીહઠ આ ચાર પ્રકારની હઠ સર્વેના જાણવામાં છે. બાળકની દૃષ્ટિએ જે જે નવીન પદાર્થો પડે છે. તેનાથી આકર્ષાઈ, તે તે પદાર્થો વિષે થોડુઘણું જાણવા તેઓનામાં જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. બાળક જ્યારે પ્રશ્ન ઉપર પ્રશ્ન ને શંકા ઉપર શંકા કર્યા કરે, ત્યારે બાળહઠનો થોડોઘણો ભાસ થાય છે; પરન્તુ અમુક વસ્તુને અડકવા ના કહેવા છતાં, તેઓ તે વસ્તુને એક નહિ, પણ અનેક વાર આડાઈ કરી અડક્યાં કરે છે, ત્યારે તેમજ અમુક જગ્યાએ જવા ના પાડ્યા છતાં બાળહઠના વલણને અનુસરી તે જગ્યાએ તેઓ વારંવાર જાય છે, ત્યારે બાળહઠ તેના ખરા સ્વરૂપમાં દેખાઈ આવે છે. 'મને આમજ કરી આપો, આમ નહિ,' તેવી રીતે ઘણાં બાળકો હઠ કરી માબાપને હેરાન કરતાં જણાય છે. તેઓને સમજાવવામાં આવે, કે 'આનું આમ થાય નહિ' તોપણ તેઓ પોતાનોજ ઘોડો દોડાવ્યાં કરે છે.

આવાં બાળકનાં વર્તન ઉપરથી એટલું તો સ્પષ્ટ સમજાય છે, કે તેઓનામાં ઇચ્છાશક્તિ બીજરૂપે છે, ને તેઓની આડાઈ તેજ શક્તિનો પ્રભાવ બતાવી આપે છે.

જ્યાંસુધી બાળકના કહેવા પ્રમાણે કરવું સંભવિત છે, ત્યાંસુધી તો ઠીક; પરન્તુ જ્યારે જે કંઈ અશક્ય છે, જેમકે–પેન્સિલ કે શેરડીના કટકા કર્યો પછી 'મને તે આખી કરી દ્યો' દૂધમાં સાકર ઓગાળ્યા પછી, 'મને આખી સાકર કાઢી આપો,' વગેરે–તે આપણી પાસે કરાવવા માગે છે, ત્યારે શું કરવું? જ્યારે નાદાન બાળક સમજાવવા છતાં સમજતાં નથી, ત્યારે સાધારણ રીત તેઓને ધમકી આપવાની કે તાડન કરવાની છે, પણ તે પદ્ધતિ નિંદ્ય છે તે કહેવાની જરૂર નથી. મનુષ્યની બુદ્ધિ શું ન કરી શકે? બુદ્ધિમાન માબાપ કે શિક્ષક આડાં બાળકને તાડન કરતાં નથી, તેઓ તો માત્ર પોતાની બુદ્ધિનોજ ઉપયોગ કરે છે. નાની વયના શ્રીકૃષ્ણનો દૃષ્ટાંત† બોધકર તેમજ અનુકરણીય

† ઓ પેલો ચાંદલીઓ, બાઈ મુને રમવાને આલો;
નક્ષત્ર લાવીને, મા મારા ગજવામાં ઘાલો.
રૂવે ને રાતડો થાય, ચાંદ સામું જૂવે;
માતા રે જશોદાજી, હરિના આંસુડા લૂવે.
લોકનાં અનેરા બાળક, ઘેલો તું કાં થાય;
ચાંદો આકાશે વડાલા, તે કેમ લેવાય?
વાટકામાં પાણી ઘાલી, ચાંદલીઓ દાખ્યો;
નરસૈંનો સ્વામી શામળીઓ, રડતો રાખ્યો.

---

આટલડાં માખણીઆને કાજે;
બાઇ મુને કાનુડો નાચ નચાવે રે;
બાઈ મુને ધૂતારો નાચ નચાવે રે,
કહો કેની પેરે સમજાવું મોરી સજની,
ઉપાય કોઈ બતાવે રે. આટલડાં.

હોવાથી અહિં આપેલો છે. શ્રીકૃષ્ણ વિષે એવું કહેવામાં આવે છે, કે—

તે જ્યારે નાના હતા, ત્યારે તેમણે તેમની માતા યશોદાજીને કહ્યું, કે 'મા મને ચાંદો આકાશમાંથી નીચે ઉતારીને રમવા આપો' આમ કરવું નિઃશંક અશક્યજ હતું, છતાં બુદ્ધિશાળી યશોદાજીએ યુક્તિ લડાવી શ્રીકૃષ્ણને સંતોષ્યા. તેણે એક જળપાત્રમાં ચાંદાનું પ્રતિબિંબ પાડયું, ને તે પ્રતિબિંબ બતાવી, ચંદ્રમાને નીચે ઉતાર્યો છે તેવી શ્રીકૃષ્ણને ખાત્રી કરી આપી. આ યુક્તિથી શ્રીકૃષ્ણના મનનુ સમાધાન થયું. જે સાર ગ્રહણ કરવાનો છે તે એ કે બાળકની સાથે કામ લેવામાં હંમેશાં બળ કરતાં કળ વિશેષ ઉપયોગી ને ફલદાયક છે.

---

## શિક્ષા.*+

### બાળક ઉપર દેખરેખ રાખવાની જરૂર છે ?

બાળકના વર્તન ઉપર દેખરેખ રાખવાની જરૂર છે, કારણ કે સારા–ખોટાંના ભેદ સમજવાની તેઓનામાં શક્તિ હોતી નથી. બાળકની

---

મન માન્યુ તે માગીરે લીધુ;
થાળ ભરીજ કસાણાંવ્યું રે;
જો રે જનુની જુજવું કરી આપો તો;
શામળીઓજી શીરાવે રે. આટલડા.
વણસાડી વેગળો જઈ ઉભો,
હાંરે મારા બૂદરને ન ભાવે રે,
ચાંદાનાં રમકડાં માગે,
કહોને સખી કેની પેરે આવે રે;
નરસૈંનો સ્વામી લાડઘેલડો,
યશોમતી લાડ લડાવે રે. આટલડાં

* Strict without severity compassionate without weakness. *STEELE.*

+" શાળામાં શિક્ષા " કરવા સંબંધેની વિશેષ હકીકતને માટે પરિશિષ્ટ જુવો.

નીતિનો આધાર માબાપ, શિક્ષક, સોબતીઓ અને આસપાસનાં બીજાં માણુસો ઉપર રહે છે. બાળકને સ્વતંત્રપણે વર્તવા દેવામાં આવે તો તેમાં કંઈ હરકત છે? જો બાળકોને પોતપોતાની ઇચ્છાનુસાર વર્તવા દેવામાં આવે, તો માબાપ તેમજ બીજાઓએ મેળવેલા અનુભવનો તેઓને લાભ મળી શકે નહિ. કયે રસ્તે જવું સુખદ છે, કયો રસ્તો તજવા જેવો છે તેનો નિર્ણય બહોળા અનુભવ વિના તેમજ અનેક ઠોકરો ખાધા વિના થઈ શકતો નથી. લાંબા અનુભવ પછી મોટેરાંઓએ જે જે નિયમો ઘડી કાઢયા હોય છે, તેને અનુસરવાથી તેમાં સમાએલા લાભ જાણ્યે અજાણ્યે બાળકો ભોગવી શકે છે. 'આમજ કરવું' 'આમ નહિ કરવું' તેવા હુકમ કરવામાં માબાપનો ઉદ્દેશ તેઓને આડે રસ્તે જતાં અટકાવવાનો અને સીધે રસ્તે દોરવાનો છે. કેટલાક કહે છે, કે બાળકને જાતેજ અનુભવ મેળવવા દેવો, અને તેવા અનુભવદ્વારા સારૂં શું છે અને ખોટું શું છે તે તેઓને જાતેજ જાણુવા દેવું, કારણ કે પોતાના અનુભવથી જે છાપ તેઓના મગજ ઉપર પડે છે તે ઘણી ચોકસ અને ઊંડી પડે છે, અને તેવી રીતે પડેલી છાપ લાંબા કાળ સુધી ભુંસાતી નથી.

આવી દલીલોમાં કેટલું સત્ય છે એ આપણે તપાસીશું. અગ્નિને અડકવાથી હાથ બળે છે તેવું આપણે જાણુતાં છતાં બાળક અગ્નિમાં હાથ ધરવા જાય તો શું તેને તેમ કરવા દેવું? ઉપર દર્શાવેલા મતાનુયાયી કહેશે, કે હા, બાળકને તેમ કરવા દેવું, કારણુ કે એકજ વખતના કડવા અનુભવ ઉપરથી તે તેવું ફરીથી કરવા હિંમત નહિ ધરે. જાતિ અનુભવથી ઘણું શીખાય છે, જે શીખાય છે તે સંગીન શીખાય છે એ વાત ખરી, પરન્તુ જે જે બાબતોમાં આપણા અનુભવનો લાભ અજ્ઞાન બાળકોને આપી શકાય તેમ હોય છતાં તેઓને ભયંકર રે, કેટલીક વેળા નાશકારક પ્રયોગો અજમાવવા દેવા એ શું ડહાપણુનું કામ છે?

કેટલીક વેળા નાનાં બાળકો સરખી વયનાં બાળકો સાથે લડવા લાગે છે. આ વખતે શુ તે બાળકોને છૂટાં પાડવાને બદલે માબાપે તટસ્થ ઊભાં રહી જોયા કરવું ? બાળકના પોતાના તેમજ બીજાના હિતાર્થે તેઓનાં વર્ત્તન ઉપર દેખરેખ રાખવાની, અને તેઓ આડે રસ્તે જાય, તો વચમાં પડી તેઓને તેમ કરતાં અટકાવવાની માબાપ તેમજ શિક્ષકની ફરજ છે. કેટલાક એમ કહે છે, કે જો બાળકો કુદરતના નિયમથી વિરુદ્ધ જશે તો કુદરત તેમને શિક્ષા કરશે. કુદરત હંમેશાં તરતજ શિક્ષા કરતી નથી. બાળક અકરાંતીઆં થઈ ખાય છે, ત્યારે તેઓ માંદાં પડે છે; અર્થાત્, કુદરત તેમને માંદા પાડવાની શિક્ષા કરે છે. અગ્નિમાં હાથ નાખવાથી દઝાય છે એ પણ કુદરતની શિક્ષા છે. પહેલા દૃષ્ટાન્તમાં કુદરતની શિક્ષા તરતજ થતી નથી, અને બીજામાં તરતજ થાય છે. ગમે તેમ હોય તોપણ જે અનિષ્ટ પરિણામ આપણે સાવચેત રહીને અટકાવી શકીએ તેમ છીએ, તેનાં પરિણામો બાળકોને શા માટે સહન કરવા દેવાં જોઈએ ?

---

## બાળકોનું વર્ત્તન સુધારવા શું શું કરવું ?

બાળકોને આજ્ઞા આપતી વેળા કેટલીક બાબતો ઉપર ખાસ લક્ષ આપવાનું છે. ' આમ નહિ કર ' ' તેમ નહિ કર ' તેવા રૂપમાં હુકમ આપ્યા કરતાં 'આમ કર' 'તેમ કર' તેવા રૂપમાં હુકમ કરવામાં આવે તો વધારે સારૂં. પહેલા રૂપમાં હુકમ આપવાથી બાળકને કંઈ કામ કરતાં આપણે અટકાવીએ છીએ, એટલે તેના ચાંચલ્ય ઉપર દાબ મૂકીએ છીએ. બીજા રૂપમાં હુકમ આપવાથી તેના ચાંચલ્યને રસ્તો આપીએ છીએ. કેટલાંક માબાપ અને શિક્ષક બાળકોનું વર્ત્તન સુધારવા કેટલાક નિયમો ઘડી રાખે છે, અને તે નિયમ પ્રમાણે

આણવા બાળકને ફરમાવવામાં આવે છે. નિયમ ઘડવા એ સારૂં છે; પરન્તુ તે નિયમો ઘણા નહિ જોઈએ, અને પળાય તેવા હોવા જોઈએ: વળી આપણું વર્ત્તન બાળકો ઘણીજ બારીક નજરથી તપાસે છે, માટે જે નિયમો આપણે તેમની પાસે પળાવવા માગતા હોઈએ તે નિયમો આપણે પણ પાળવા સાવચેત રહેવું જોઈએ. બાળકો નિયમનો ભંગ કરે, ત્યારે આંખ આડા કાન કરવાની રીત કઢંગી છે, અને તેવી રીત ભવિષ્યમાં ઘણી નુકસાનકારક નીવડે છે. નિયમનો ભંગ થાય છે, ત્યારે શિક્ષા કરવાની જરૂર પડેજ છે. જો વસ્તુસ્થિતિ આવી છે તો શિક્ષા કેવા ઉદ્દેશથી, કેવા પ્રકારની અને કેટલી કરવી તેનો પણ નિર્ણય કરવાની જરૂર છે.

શિક્ષા કરવાના મુખ્ય બે ઉદ્દેશ છે.—એક બાળકને પોતાનેજ સુધારવાનો, અને બીજો વ્યવસ્થા જાળવવાનો.

શિક્ષા કરવાના ઘણા રસ્તા છે.* તાડન કરવું એટલે મારવું, એ છેલ્લામાં છેલ્લો ઉપાય છે.+

---

* નિશાળમાં કરવાની શિક્ષાના પ્રકાર માટે જુઓ પરિશિષ્ટ.

+ તાડનના સંબંધમાં પણ આઘાત અને પ્રત્યાઘાતનો નિયમ લાગુ પડેલો જણાય છે એક એવો પણ જમાનો હતો કે શાળામાં શિક્ષા કરવાની આંકણી કે સોટીનો અમલ હતો તે અમલ ઉતર્યો પછી તેના સંપૂર્ણ બહિષ્કારનો અમલ જામ્યો જૂના અમલની અસરથી વિદ્યાર્થી, શિક્ષક અને શાળાથી બીવા લાગ્યા, અને અંદરખાને તેને ધિક્કારવા લાગ્યા; નવા અમલની અસરથી વિદ્યાર્થીઓ ઉદ્ધત, બેપરવા, હુંડાલા, છીછરા અને નિયમનો ભંગ કરવામા આનંદ લેનારા થયા. સદ્ભાગ્યે બંને અમલની ખામીઓ દૂર કરવાને હાલ સ્તુત્ય પ્રયાસો થયા છે-ફળીભૂત પણ થયા છે-અને સારાં પરિણામ લાવે એવી ડહાપણ ભરેલી યોજનાઓ અમલમાં મૂકાવા લાગી છે એમ લાગે છે.

બાળકની ભૂલ થાય ત્યારે તેણે ક્યાં ભૂલ કરી છે, અને તે શા કારણથી કરી છે તે શોધી કાઢવાની જરૂર છે અને પછી જેમાં ભૂલ થઈ હોય તેવી ભૂલ ફરીથી નહિ કરવા ધીમે સાદ સમજાવવું. ધીમા સાદથી કામ સરે તેમ ન હોય તોજ ધમકીથી કામ લેવું. પહેલા વખતના વાંક માટે શિખામણ આપી, માફી આપવી એ ઘણો સારો અને ઘણી વેળા ઘણો અસરકારક ઉપાય છે. જ્યારે શિખામણ કે ચેતવણી આપ્યા છતાં કોઈ ઘણીજ ખોટી રીતે વર્તે ત્યારેજ તેને તાડન કરવાની જરૂર પડે છે. નિશાળની અંદર બાળકોને તાડન કરવાનો પ્રસંગ નજ આવે તેવી રીતે શિક્ષકે વર્તવું જોઈએ, છતાં એવો અરુચિકર પ્રસંગ આવે તો બાળકોને શિક્ષા કરવામાં ઘણી સંભાળ રાખવાની જરૂર છે. આ પ્રકારની શિક્ષા ઘણીજ નાખુશી બતાવી અને ગંભીરપણે કરવી. તે એટલી કરવી કે જેથી બાળકને તે શિક્ષાની કંઈક અસર થાય. તેવી શિક્ષા, માથા, મોં કે છાતીના ભાગ ઉપર કરવી નહિ. હાથ વડે પણ શિક્ષા કરવી નહિ. જરૂર પડે તોજ અને છેલ્લામાં છેલ્લા ઉપાય તરીકે સોટી વડે અને હાથમાંજ શિક્ષા કરવી.

કોઈ પણ પ્રકારની શિક્ષા કરતા આપણને સારું લાગતું નથી એ ખરું, પરન્તુ મનુષ્યમાત્રનો સ્વભાવ સરળ અને સીધોજ હોતો નથી, અને તેથી શિક્ષા કરવાના પ્રસંગો પણ આવે છે. જરૂર હોય ત્યાં શિક્ષા ન કરવી એ બાળકને તેમજ માબાપ કે શિક્ષકને ભવિષ્યમાં નુકસાનકારક થઈ પડે છે. ઈસપકૃત કલ્પિત વાર્તામાંની 'ચોર અને તેની મા' વિષેની વાત યાદ રાખવા જેવી છે. જુદા જુદા પ્રકારની શિક્ષાની અસર જુદાં જુદાં બાળકો ઉપર જુદી જુદી થાય છે, તેથી તેઓને શિક્ષા કરવા પહેલાં તેઓના સ્વભાવનું બારીક અવલોકન કરવાની ઘણી જરૂર છે. એકજ જાતના ગુન્હાને માટે એક બાળકને ધીમેથી

શિખામણ દેવાથી, બીજાને ધમકાવવાથી અને ત્રીજાને તાડન કરવાથી કામ સરશે, પરન્તુ નિશાળો, વગેરે કે જ્યાં સંખ્યાબંધ વિદ્યાર્થીઓ હોય છે, ત્યાં આ પ્રમાણે એકજ જાતના ગુન્હા માટે જુદી જુદી શિક્ષા કરવાથી વિદ્યાર્થીઓમાં અન્યાય થયાની લાગણી ઉત્પન્ન ન થાય તેની સંભાળ રાખવાની જરૂર છે, કારણ કે એકજ જાતના ગુન્હાને માટે જુદાં જુદાં બાળકોને જુદી જુદી શિક્ષા કરવાથી "શિક્ષકે મને વધારે અને બીજાને થોડી શિક્ષા કરી" તેવી જાતના વિચાર બાળકને આવે છે, અને તેથી શિક્ષક અન્યાય કરે છે તેવું તેને લાગે છે.

આ વખતે સાધારણ નિયમ એવોજ રાખવો કે એકજ જાતના ગુન્હાને માટે એકજ ધોરણ રાખી શિક્ષા કરવી, પરન્તુ તે શિક્ષા તેવા ગુન્હાને માટે ઓછામાં ઓછી રાખવી.

---

## प्रशंसा, इनाम,* ठपको.

જેમ વર્તન સુધારવા શિક્ષા—ઠપકો, તાડન, વગેરે—ની જરૂર છે, તેમ પ્રશંસા કરવાની અને ઇનામ આપવાની પણ તેટલીજ જરૂર છે. શિક્ષાની અસર જુદી તેમ પ્રશંસા અને ઠપકાની પણ જુદી. શિક્ષાના ભયથી બાળક અમુક વર્તન કરતાં અટકે છે; પ્રશંસાપાત્ર

---

*** નિશાળો અને ઇનામ.**

નિશાળોમાં ઇનામ આપવાં કે નહિ એ પ્રશ્નનો ઉત્તર બે રીતે આપી શકાય. જે શાળાઓમાં શિક્ષક અને શિક્ષણ ઉત્તમ પ્રકારનાં હોય છે, અને જ્યાં શિષ્યો સદાચારી અને વિનયશીલ હોય છે, ત્યાં ઇનામરૂપી લાલચ આપી બનાવટી અને અલ્પ જીવનવાળો બંદોબસ્ત રાખવાથી શો લાભ ? સારી નિશાળોમાં શિક્ષકોએ શિષ્યોના મગજમાં એવા ખ્યાલ બેસાડવા જોઈએ કે જે કંઈ કરવાનું છે તે સારૂં છે, નિશાળને શોભા આપનારૂં તેમજ શિક્ષક અને

થવા માટે કે ઇનામ મેળવવાની ઇચ્છાથી બાળક અમુક કાર્ય કરતાં અટકી અમુક કાર્ય કરવા લલચાય છે. પ્રશંસાથી બાળક હર્ષ પામે છે. ઇનામ એ પણ પ્રશંસાનુજ પરિણામ છે, એવું સમજીને તેમજ વસ્તુની પ્રાપ્તિથી બાળકને અધિક આનંદ થતો હોય એવું જણાય છે. અમુક પ્રસંગે, ઘરમાં મેમાન આવ્યા હોય ત્યારે કે નિશાળમાં કોઈ

- - - - - - - - - -

શિષ્ય બંનેને લાભદાયક છે, માટેજ કરવું જોઈએ. કોઈ પણ પ્રકારની લાલચથી કરાવેલું કામ લાલચ ન હોય ત્યારે થતુ નથી. શિષ્યોને અમુક કામ, અને તે થવાથી મળતા ઇનામ વચ્ચે એક પ્રકારનો હાનિકારક સબંધ જોડવાની ટેવ પડી જાય છે. સારૂ કામ કરવાની-બરાબર ભણવાની, કસરત કરવાની, અને નીતિમય વર્તન રાખવાની-શિષ્યની ફરજ છે એ દરેક શિષ્યે સમજવું જોઈએ, અગર તેને બરાબર સમજાવવું જોઈએ. તે ફરજ અદા કરવામા જેટલી ખામી આવે તેટલે દરજ્જે તે ઠપકા કે શિક્ષાને પાત્ર છે. નિયમિત સદ્વર્તન, નિયમિત અને સતત ઉદ્યોગ અને બીજી અનેક પ્રકારની નિયમિત ટેવો-કસરત કરી શરીર સુધારવાની, આજ્ઞા પાળવાની, સ્વચ્છતા રાખવાની વગેરેની માટે શિષ્યો કોઈ કોઈ વેળા ખાસ વખાણને પાત્ર થાય છે, અને ખાસ પ્રસંગ ઇનામને પાત્ર પણ થાય છે. વખાણ થોડા અને થોડા શબ્દોમા કરવા; આથી શિષ્યોમાં વખાણની કિંમત ઓછી થશે નહિ, પણ વધશે. પોતાના કામની કદર થએલી જોઈ તેઓને આનંદ અને સંતોષ થશે, અને ભવિષ્યમા વધારે સારૂ કામ કરવા તેઓને ઉત્તેજન મળશે. કુદરતી બુદ્ધિને માટે કે ગુણોને માટે નહિ, પરન્તુ મહેનત કરી મેળવેલા ગુણોને માટે શિષ્યો વખાણ કે ઇનામને પાત્ર ગણાવા જોઈએ. જ્યારે પ્રયાસથી મેળવેલી લાયકાતને માટે ઇનામ આપવાનો શુભ પ્રસંગ મળે, ત્યારે ઇનામ આપવામા જે સંભાળ રાખવાની છે તે એટલીજ કે ઘણું કિંમતી ઇનામ આપવાથી ઇનામ આપવાનો ઉદ્દેશ સચવાય છે એમ કંઈ નથી. થોડી કિંમતનું પણ ઇનામ (ઇનામ ઘણા સારા અને ઘણા વખતના શ્રમ માટે મળેલું છે એટલા પૂરતું ધ્યાનમા રાખવાથી) ઘણું કિંમતી થઈ પડે છે. બ્રિટિશ લશ્કરમાં કોઈ પણ સિપાઈને ઉંચામાં ઉંચુ ઇનામ મળે છે તેની કિંમત જોવા જઈએ તો માત્ર બે આના જેટલી થવા જાય છે. "વિક્ટો-

પ્રેક્ષક કે ઉપરિ અમલદાર આવ્યા હોય, ત્યારે શાંત રહેવા માટે બાળ-ળકોને ઇનામ આપવાની લાલચ આપવામાં આવે છે એથી બાળકની નીતિ સુધરવાને બદલે બગડે છે. વિદ્વાન્ લેખક લૉકનાં વચન ઘણાંજ મનનીય છે. તે કહે છે, કે માત્ર એકાદ સારા વર્તનને માટે ઇનામ આપવું નહિ. જ્યારે બાળક સારી રીતે ચાલવામાં સતત પ્રયાસ કરે,

---

રીઆ ક્રૉસ" નો કાસાનો ચાદ મેળવવો એ દરેક સિપાઈની અભિલાષા હોય છે અને તે ખાસ બહાદુરી કે તેવા કોઈ ખાસ ગુણને માટે ઇનામ તરીકે-કામની કદર તરીકે–આપવામાં આવે છે. આ ચાદની કિંમત બે આના કરતાં વધારે નથી, પણ તે મળવાથી મેળવનાર પોતાને ભાગ્યશાળી માને છે, અને તે મેળવવામાં મગરૂબી અને માન સમજે છે. કવચિત્ કવચિત્ અને ખાસ કારણો માટે ઇનામ આપવાથી ઇનામ મેળવનારની ભવિષ્યની જિંદગી ઉપર પણ સારી અસર થાય છે. જેમકે અમુક નિશાળમાથી મને ઇનામ મળેલું છે તે નિશા-ળના મીઠા સ્મરણો તેને રહે છે તેથી તે પોતાની નિશાળને ભવિષ્યમાં લાભ થાય તેવું કરવા પ્રયત્ન કરે છે વળી ઇનામ જોઈને પોતાની શક્તિ વિષે પોતાને કેટલેક દરજ્જે શ્રદ્ધા પણ રહે છે, અને મારાથી હલકું કે અયોગ્ય કામ થાય નહિ તેવા ભણકારા તેના કાનમા નિરંતર અથડાયા કરે છે. નિરાશાની વેળા આ ઇનામ તેને આશા આપનારૂ સબળ સાધન થઈ પડે છે, અને નવી દિશામાં, નવીન ઉત્સાહથી, નવીન પ્રયાસ કરવા તેને પ્રેરે છે.

રાજ્યાભિષેક કે તેવા ઘણાજ અગત્યના પ્રસંગે જે ઇનામ આપવામાં આવે છે તે ઘણુંજ યોગ્ય છે. કારણ તેવાં ઇનામથી તેવા પ્રસંગોનાં મધુરા સ્મરણો ચિરસ્થાયી થઈ રહે છે અને જિંદગીની કોઈ કોઈ કંટાળાભરેલી ઘડીઓમા આનંદ અને ઉત્સાહ રેડનાર બળ થઈ પડે છે. કેળવણીનો ઉચ્ચ ઉદ્દેશ, શરીર, મન, અને આત્માનો વિકાસ બાળકો સમજી શકતા નથી, તેથી કેળવણી લેવી લાભકારક છે તેવો બોધ તદ્દન નાના બાળકને કરવો એ નિરર્થક છે. **શરૂઆતમાં થોડા વખતને માટે** બાળકોને નિશાળે બેસાડવામાં કોઈ પણ પ્રકારનાં ઇનામની લાલચ આપવી તેમાં

ત્યારે અથવા કોઈ અસાધારણ સદ્વર્ત્તનને માટે ઇનામ આપવું ઘટે છે.

માત્ર ઇનામો આપી આપીને બાળકની નીતિ કેળવવાની પદ્ધતિ નિંદ્ય છે, કારણ કે તેમ કરવાથી 'અમુક કાર્ય સારૂં છે માટેજ કરવું જોઈએ,' 'અમુક કાર્ય ખોટું છે માટેજ તજવું જોઈએ,' એવા વિચાર નાનપણથી ઠસાવી શકાતા નથી.

ઇનામોનો જરૂર પડતો ઉપયોગ કરવાથીજ લાભ છે. પ્રશંસા કરવી તે પણ ખાસ કારણસર અને જરૂરજોગજ કરવી. માત્ર પ્રશંસા ખાતર બાળકને અમુક રીતે વર્ત્તવાની ટેવ ન પડે તેની ખાસ સંભાળ રાખવાની જરૂર છે.

ઠપકો આપતી વેળા પણ ઘણી સંભાળ રાખવાની જરૂર છે. તે વખતે બાળકના મનની સ્થિતિ કેવી છે તે વિષે સંપૂર્ણ વિચાર કરવો, અને પછી ઠપકો આપવો. બને ત્યાંસુધી ઠપકો એકાંતમાં, અને ગંભીરપણે આપવો. વારંવાર અને ઘણાજ સખ્ત શબ્દોમાં ઠપકો આપવાથી પણ અનિષ્ટ પરિણામ નીપજે છે. બાળકો અમર્યાદ, લાગણી વિનાનાં અને નઠાર બની જાય છે. (સવિસ્તર હકીકત માટ જુઓ પરિશિષ્ટ.)

---

કંઈ ખોટું નથી. કેળવણીનો પ્રચાર એજ પ્રમાણે થાય છે. ચોપડી, પાટી, કપડાં, અને વખતે વખતે ખાવાના મીઠા પદાર્થો ઇનામમા આપવાથી બાળકો નિશાળે આવવા લલચાય છે નિશાળમા આવતા થાય, ત્યારપછી નિશાળ ઉપર મોહ કાયમ રાખવો એ શિક્ષકની ચતુરાઈ અને પોતાનો પવિત્ર અને જવાબદારીભરેલો ધંધો સમજવા ઉપર રહેલું છે. નિશાળને આનંદનું સ્થાન બનાવવાનું, શું કરીએ કે જેથી બાળકો નિશાળે દોડતાં આવે, અને બાળકો નિશાળને કેદખાનું કે કંટાળાનું સ્થાન માને નહિ, તે માટે ઘટતા ઉપાય યોજવાનું, એ સઘળું ખરા શિક્ષકે સમજવુંજ જોઈએ.

## રંગ, તેજ અને નાદ તરફ બાળકોનું વલણ.

ઘણાં બાળકોનું લક્ષ, નાની વયથીજ કળા—સંગીત, ચિત્ર—તરફ હોય છે. એવાં તો થોડાંજ બાળકો નજરે પડે છે, કે જેઓ સ્વભાવથી આવી કળા તરફ અણગમો બતાવતાં હોય. કેળવણીની અસર થયા પહેલાં બાળકનુ રંગ, તેજ, નાદ, સૃષ્ટિસૌન્દર્ય અને ચિત્ર તરફ કેવું વલણ હોય છે, તે આપણે તપાસીએ. બાળકને કાળો કે ભુખરો રંગ પસંદ પડતો નથી, પણ પીળા, લાલ કે વાદળી રંગથી તેઓ આકર્ષાય છે, અને તે રંગ જોવાથી તેઓને આલ્હાદ થાય છે. પ્રો૦ પ્રેયરનું છોકરૂં પહેલાં પીળો રંગ ઓળખી શકયું હતું, ને બીજા રંગ કરતાં પીળો રંગ તેને વધારે પસંદ હતો. પ્રો૦ પ્રેયરે જે જે પ્રયોગો કર્યા છે, તે ઉપરથી તે અનુમાન કાઢે છે, કે બાળક પહેલાં પીળો અને પછી લાલ રંગ ઓળખી કાઢે છે. જ્યારે પ્રો૦ પ્રેયરનો અનુભવ એવો છે, ત્યારે બીજા અવલોકન કરનારનો અનુભવ વળી એવો છે, કે બાળક પહેલાં લાલ રંગ વધારે પસંદ કરે છે.

પ્રો૦ બાલ્ડવીન કહે છે, કે બાળક પ્રથમ વાદળી ( Blue ) રંગ વધારે પસંદ કરે છે. મિસ શીન કહે છે, કે ' મારી ભત્રીજીને બીજા રંગ કરતાં સફેદ રંગ વધારે પ્રિય હતો. વળી ડા૦ ફ્રીડમેનના કહેવા પ્રમાણે કેટલાંક બાળક પ્રથમ કાળો રંગ ઓળખી કાઢે છે, ને તે રંગને પસંદ કરે છે. આ ઉપરથી બાળકને કયો રંગ ઓળખવો સહેલો છે, કે બાળકને અમુકજ રંગ પસંદ હોય છે, તે નક્કી થઈ શકતું નથી. રંગ પારખવાની બાબતમાં જુદાં જુદાં બાળકોનાં જુદાં જુદાં વલણ જોવામાં આવે છે. ઘણા પ્રયોગો કર્યા પછી એવું પણ સિદ્ધ થયું છે, કે બાળકો ઘણે ભાગે, આછા કરતાં ઘેરા રંગ વધારે પસંદ કરે છે.

હવે પ્રકાશ કે તેજ વિષેઃ—બાળકને અંધારા કરતાં પ્રકાશ વધારે ગમે છે; આ નિયમ સાધારણ રીતે, પ્રાણીવર્ગ તેમજ વનસ્પતિવર્ગને લાગુ પડે છે. શરીર તેમજ મન ઉપર અંધારાની ખરાબ અસર થતી હોવાથી, જ્યારે બાળકને અંધારામાંથી અજવાળામાં લાવવામાં આવે છે, ત્યારે તેનો ચ્હેરો હસતો, આનંદી ને પ્રફુલ્લિત દેખાય છે. જેમ સૂર્યનું તેજ ચિત્તાકર્ષક ને આનંદદાયક છે, તેવીજ રીતે ચુલાના તાપથી, ને દીવાના તેજથી, બાળક આકર્ષાય છે, ને આનંદ પામે છે. સૂર્ય કે દીવાનું તેજ સહન કરી શકે, તેવુંજ જોઈએ, નહિ તો ઉગ્ર પ્રકાશથી તેની આંખને હરકત પહોંચે છે.§*

હવે નાદ કે અવાજ વિષે થોડું:—બાળક મૃદુ અવાજથી પ્રસન્ન થાય છે. મોટા અવાજથી, ઘણા તીખા અવાજથી, કડકડાટ કરતા કઠોર અવાજથી તેને બીક લાગે છે. અવાજ અમુક જગ્યાએથી ઉત્પન્ન થાય છે, તેવું જો તે જાણે છે, તો તેને થોડી બીક લાગે છે; પરન્તુ અવાજનું મૂળ કળવામાં નથી આવતું, તો તે ગભરાય છે ને વધારે બીએ છે. કોમળ ને મધુર સ્વરથી હાલરડાં ગાવામાં આવે છે, ત્યારે નાદની મીઠાશથી બાળક શાંત થઈ, કેવાં સુઈ જાય છે !

—

§શાળામાં બાળકોની આંખ ઉપર વધારે પ્રકાશ ન પડવો જોઈએ. જોઈએ તેવો ને તેટલો પડે તેને માટે નીચેની બાબતો વિચાર કરવા જેવી છે:—

૧. પ્રકાશની દિશા, ૨ તેનું પ્રમાણ, ૩. ઓરડામાં બેસવાની ગોઠવણ, ૪. ઓરડાનો રંગ, વગેરે.

* છોકરાંની આંખોની સ્થિતિની બાહોશ ડાકટરદ્વારા એકથી વધારે વખત તપાસ કરાવવાની પણ જરૂર છે.

## કુદરતના દેખાવનું ભાન.

પ્રાતઃકાળમાં કે સાયંકાળે, બાળકને બહાર ફરવા લઈ જવામાં આવે છે, ત્યારે કુદરતમાં માલૂમ પડતાં સૃષ્ટિસૌન્દર્યની કદર તેઓ કરી શકતાં હોય, તેમ જણાતું નથી. જે એકાદ પદાર્થ તરફ તેઓનું ચિત્ત ચોટે છે, તેજ પદાર્થ તરફ તેઓ જોઈ રહેતાં જણાય છે. આસપાસના અનેક રંગબેરંગી પદાર્થના સમૂહથી જે જે આનંદદાયક ને મોહક દેખાવ ખડો થઈ રહ્યો હોય છે, તેની બાળકને દરકાર હોતી નથી. સુર્યના કિરણપાતને લીધે પ્રકાશિત સોનેરી રંગનાં વાદળાં, સરોવરનું શાંત અને નિર્મળ જળ, મંદ મંદ વાતી પવનની મીઠી લ્હેરો, સરોવરની ધીમી ધીમી ઉર્મિયોથી ડોલતાં મૃદુ કમળ, આસપાસ ઉગી નીકળેલાં જંગલી છતાં શોભાયમાન પુષ્પો, ચોપાસ છવાઈ ગએલી મનહર લીલોતરી તેમજ વિધ વિધ પક્ષીઓનાં આહ્લાદક કૂજન, આ સઘળું એક સ્થળે એકત્ર થએલું હોવાથી, જે હૃદયંગમ ને ચિત્તાકર્ષક દેખાવ થયો હોય છે, તે કોનુ ચિત્ત હરી લેતો નથી?

કુદરતની સઘળી શોભા નીહાળવામાં પુખ્ત વયનું મનુષ્ય અસ્ત થએલું હોય છે, ત્યારે બાળકનું ચિત્ત ઉડી જતાં એકાદ પક્ષી તરફ દોરાએલું હોય છે. મી૦ પેરેઝ જણાવે છે, કે જ્યારે કેટલાંક બાળકને એક ટેકરી ઉપર સૃષ્ટિસાન્દર્ય નીહાળવા લઈ જવામાં આવ્યાં, ત્યારે સૃષ્ટિસાૈન્દર્ય નીહાળવાનું કામ તો પડતું રહ્યું, પણ ટેકરી ઉપર ચઢવાથી જે મજા મળતી હતી, તે ભોગવવામાં તેઓ મગ્ન હતાં. આ બાળકો પોતે મોટા ગધેડા ઉપર ચઢયાં છે તેવું કલ્પી આનંદ કરતાં હતાં!!! ટેકરી ઉપરથી નજરે પડતા કુદરતના દેખાવનું કેવું ભાન! ટેકરી ઉપર લઈ જવાનો કેવો ઉદ્દેશ ને તેનુ કેવું પરિણામ!!! બાળકોની કલ્પનાશક્તિની સીમા! આ હાસજનક દૃષ્ટાંત ઉપરથી સમ-

જવાનું એ છે, કે જે નજરથી પુખ્ત વયનાં મનુષ્ય પદાર્થને જુવે છે, તેના કરતાં, બાળક કાંઇક જુદીજ રીતે, જુદીજ નજરથી ને જુદાજ ધોરણથી તેના તેજ પદાર્થને જુવે છે.

## સૌન્દર્યપરીક્ષા.

'સૌન્દર્ય' એટલે કુદરતમાં* માલૂમ પડતું સૌન્દર્ય, કે કળાના પ્રભાવે, કુદરતમાં મળી આવતા પદાર્થોમાં ફેરફાર કરી મનુષ્યજાતિએ કરેલી નવીન રચનાઓમાં માલૂમ પડતું સૌન્દર્ય. બાળક જન્મે છે, ત્યારથીજ અનેક વસ્તુ તેને આનંદપ્રદ છે. ક્ષુધાતુર બાળક ધાવીને સંતોષાય છે, શાંત થાય છે, અને આનંદ પામે છે. ક્ષુધાતૃપ્તિના આનંદ કરતાં સૌન્દર્યનું ભાન થવાથી, યતકિંચિત્ આનંદ મળે છે, તે વળી કાંઇ જુદાજ પ્રકારનો છે. સૌન્દર્યપરીક્ષા કરવાનું સ્વાભાવિક વલણ જુદાં જુદાં બાળકોમાં જુદી જુદી વયે જોવામાં આવે છે. પ્રો. પ્રેયરનો માત્ર ૨૩ દિવસનોજ છોકરો ગુલાબી રંગનો પડદો જોઇને ખુશ થયો હતો. મિસ શીન પણ કહે છે, કે માત્ર ૨૮ દિવસનું નાનું બાળક મધુર નાદ સાંભળીને ખુશ દેખાવા લાગ્યું હતું.

સૌન્દર્યપરીક્ષા બુદ્ધિપૂર્વક અને સંપૂર્ણ રીતે કરવામાં, બાળકની બુદ્ધિ અને લાગણી સારી રીતે કેળવાએલાં હોવાં જોઈએ. બાળકની બુદ્ધિ અપરિપક્વ હોવાથી, તેમજ અનુભવની ખામીને લીધે, તેઓને પદાર્થના સૌન્દર્યનું યથાર્થ ભાન થઈ શકતું નથી, તેથી બુદ્ધિપૂર્વક ને સંપૂર્ણ રીતે પદાર્થસૌન્દર્યની પરીક્ષા કરવાથી, પ્રાપ્ત થતા ઉચ્ચ પ્રકારના આનંદનો સંપૂર્ણ અનુભવ તેઓને થતો નથી. **શરૂઆતથી માબાપે ઘરમાં, તેમજ શિક્ષકે નિશાળમાં બાળકનું‡ ચિત્ત સ્વચ્છ**

---

* પરમાત્માએ સરજાવેલા જગત્‌માં.

‡ નીતિના શિક્ષણની શરૂઆત આ પ્રમાણે થઇ શકે.

**અને સુન્દર પદાર્થ તરફ દોરવાની જરૂર છે.** ઘરમાં કે નિશાળમાં રાખવામાં આવતી સુઘડતાની અસર, ક્રમે ક્રમે અને અદૃશ્ય રીતે બાળકનાં મન ઉપર થવાનીજ; તેથી કરીને ઘરમાં તેમજ નિશાળમાં સ્વચ્છતા રાખ્યા ઉપરાંત, તેઓની રસજ્ઞતા કેળવવા માટે દિવાલ ઉપર રંગરંગનાં ચિત્રો (માણસની છબીઓ તેમજ કુદરતના દેખાવો) લટકાવવા, તેમજ માટીના, લાકડાના, પત્થરના કાચ કે ધાતુના ઉત્તમ નમુનાઓ (રમકડાં, વાસણ, વગેરે) રાખવા. કોઈ વખત સાંજે તો કોઈ વખત સવારે બાગમાં, ખુલ્લા મેદાનમાં, કે દરીઆકાંઠે તેઓને ફરવા લઈ જવાં, અને તેઓનાં ચિત્ત, જાત જાતનાં પુષ્પ તરફ, પક્ષીઓના મધુર નાદ તરફ, ઘડીમાં સોનેરી ઘડીમાં રૂપેરી અને ઘડીમાં તદ્દન શ્યામ રંગનાં વાદળાં તરફ, લીલા વૃક્ષના ઝુંડ તરફ, દરીઆમાં આવજા કરતાં વહાણ તરફ, તેમજ ઉછળનાં મોજાં અને દરીઆની સ્થિર સપાટી ઉપર પડતા ચંદ્રના પ્રકાશ તરફ, અવશ્ય દોરવાં. આવી રીતે કરવાથી, તેઓની અવલોકનશક્તિ ખીલશે, કુદરતની રચનાનું ને ખૂબીનું તેઓને કંઈક ભાન થશે, અને આ વિશાળ જગત્માં જે કંઈ સુંદર છે, ભવ્ય છે, તેની તેઓ કદર કરતાં શીખશે. કેટલાંક માબાપ તેમજ કેટલાક શિક્ષક તેઓને બહાર ફરવા લઈ જતાં જણાય છે, પરંતુ ગુન્હેગાર કેદીઓની સાથે, દેખરેખ રાખવા પોલીસ મૂક્યા હોય તેમ, એક પણ શબ્દ બોલ્યા વિના તેઓ તેમની સાથે ચાલ્યાં કરે છે. ઇશ્વરે જે આંખ આપેલી છે, તેનો યોગ્ય ઉપયોગ કરવો અને બાળકો પાસે કરાવવો તેમાં ખૂબી રહેલી છે. બાળકોને બહાર ફરવા લઈ જવાથી, 'એક પંથ ને દો કાજ' સરે છે; એક તો સ્વચ્છ હવા લેવાથી તેઓ તંદુરસ્ત થાય છે; બીજું તેઓની અવલોકનશક્તિ ખીલવાથી તેની બુદ્ધિ પણ કેળવાય છે, અને સકળ સૃષ્ટિ રચનારની મોટાઈનું તેઓને ભાન થાય છે.

— —

## બાળકને વખાણ ગમે છે.

બાળકનાં કોઈ વખાણ કરે, તો તેઓ પ્રસન્ન થાય છે. પોતાનાં વખાણ સાંભળી ખુશ થવાનું આ વલણ તેઓમાં સામાન્ય છે, તેથી જ્યારે જ્યારે તે ચિત્ર કાઢે છે, કે કોઈ ઘાટ ઘડી તૈયાર કરે છે, ત્યારે ત્યારે તે ચિત્ર કે ઘાટ, પોતાનાં માબાપ કે શિક્ષકને દેખાડવા દોડી જાય છે. વિવેકશક્તિની ખામીને લીધે, તેઓ સારાંનરસાંનો વિચાર સ્વતંત્રપણે કરી શકતાં નથી, તેથી પોતે જે કરેલું છે, તે યુક્ત છે કે નહિ તે જાણવા, તેઓને બીજાં ઉપર આધાર રાખવો પડે છે. જ્યાંસુધી તેઓની વિવેકશક્તિ અપરિપક્વ હોય છે, ત્યાંસુધી આ જાતની પરાધીનતા તેઓને લાભજનક છે, કારણ કે પોતે અમુક રીતે બોલશે કે અમુક રીતે ચાલશે, તોજ પોતાનાં માબાપ કે શિક્ષક પ્રસન્ન થઈ, તેમને ધન્યવાદ આપશે, તેવું સમજવાથી, તેઓ કંઈ પણ કર્યા પહેલાં વિચાર કરશે, વિનયશીલ થઈ, ઉત્તમ ધોરણનેજ અનુસરવા યત્ન કરશે, અને **આવી રીતે તેઓની નીતિનો અચળ પાયો નંખાતો જશે.**

બાળકમાં ઉત્સાહ ઉત્પન્ન થાય, જે કંઈ સારૂં છે, તે કરવા તરફ પ્રેમ થાય, અને વિવેકશક્તિ પોષાય, માટે પ્રસંગવશાત્, પરિમિત પ્રશંસાની જરૂર છે. અપરિમિત અને વારંવાર કરવામાં આવતી પ્રશંસાને લીધે, મોટી વયે પહોંચ્યા પછી પણ તેઓ પારકાંનાં વખાણ ઉપર આધાર રાખી, પોતાનાં કાર્યો કરતાં શીખે છે; ભલે તે કાર્ય વસ્તુતઃ પ્રશસ્ય હોય કે નિંદ્ય!



# हुन्नरी बाळक.

## बाळकनो स्वभाव रमुजी छे.

હાસ્ય ઉપજાવે તેવી રમતગમત કરવી બાળકોને બહુ ગમે છે. વસ્તુને તેના યોગ્ય સ્થાન ઉપરથી ખસેડી, તેને એવી જગ્યાએ મૂકે છે, કે હસવું આવ્યા વિના રહેજ નહિ. કેટલાંક નાનાં બાળક, રમુજને ખાતર, માથે ટોપીને બદલે વાંસની ટોપલી કે તપેલી લઈને ફરવા લાગી જાય છે. એકાદ વાસણ હાથમાં લઈ, તેમાં પોતાની પ્રિય ચીજો ભરેલી છે, તેવી કલ્પના કરી, અથવા તો ખરી વસ્તુને બદલે ઠીકરાંનાં કટકા, ધૂળ, રેતી, કોલસા, વગેરે ભરીને, બાળક પોતે વેપારી બને છે, અને ઘરના એક ભાગમાં ફેરીઆની માફક બૂમ પાડી, વસ્તુનું નામ દઈ, વેચવા નીકળે છે. તેને પૂછવામાં આવે કે 'તું શું વેચે છે?' તે ચીજ કેમ શેર આપે છે'? તો તે પ્રશ્નના જવાબ પણ તે બેધડક આપે છે. બાળકનો સ્વભાવ રમુજી છે, તેથી ગુસ્સે થએલાં બાળકને ખુશ કરવું સહેલું થઈ પડે છે. એકાદ અસાધારણ કલ્પિત વાર્તા કહેવાથી, કે હાસ્ય ઉપજાવે તેવું કાંઈ આચરણ કરવાથી બાળક એકાએક હસવા મંડી જાય છે.

---

## बाळकनो उद्योग.

બાળકમાં ચાંચલ્ય એટલું બધું ઉભરાઈ જતું હોય છે, કે નવરાં બેસી રહેવું તેઓને જરા પણ ફાવતું નથી, ને તેથી તેઓ કાંઈક હુન્નર કર્યા કરે છે. બોલવું, ગાવું, હાથપગ ચલાવવા, ચિત્ર કાઢવાં, નવા નવા ઘાટ બનાવવા, તેને પાછા તોડી નાખવા, આ સઘળાનો બાળકના હુન્નરમાં સમાવેશ થઈ જાય છે. રમત એ પણ એક જાતનો

ઉપયોગજ છે.* રમતગમત કરી જે ઉદ્યોગ બાળક કરે છે, તેમાં તેની મતલબ સ્વાભાવિક ચાંચલ્યને બહાર રસ્તો આપી, આનંદ મેળવવાની છે. મોટી ઉંમરના લોક, ઉદરપોષણાર્થે કે બીજા કોઈ લાભ માટે ઉદ્યમ કરે છે, તેવા હેતુથી બાળકો ઉદ્યમ કરતાં નથી. ચોમાસામાં કાદવનાં જે નાનાં ઘર કે કુવા તેઓ બનાવે છે, ને ઘણી મહેનતે બનાવેલાં તેજ ઘર કે કુવાને ઘડી એકમાં તોડી પાડે છે તે તેઓનાં સ્વાભાવિક ચાંચલ્ય સિવાય બીજું શું બતાવે છે? સ્વાભાવિક ચાંચલ્ય દર્શાવવામાં તેઓ કલ્પનાશક્તિનો ઉપયોગ કરતાં ભૂલી જતાં નથી. રમતમાં પોતે બાળક નથી, પણ બીજું કંઈ છે તેવો દેખાવ કરે છે. એકને એકજ રૂપમાં રહેવું પસંદ ન હોય, તેવી રીતે પોતે ઘડી એકમાં રાજા અને ઘડી એકમાં પોલીસ બની જાય છે. પોતે જનાવર બની–ઘોડો બની–ખોંખારવા લાગી જાય છે. થોડીવાર પછી, મોંને વિરૂપ કરી, મોટાં કપડાં પહેરી રાક્ષસ બની જાય છે, અને બીજાં સરખી વયનાં બીકણ છોકરાંને બીવરાવે છે. જેવી રીતે, તેજને ગતિ મળવાથી તેના જુદા જુદા આકાર દેખાય છે, તેવીજ રીતે બાળક, પણ પળમાં પોતાનો જુદો જુદો વેશ ભજવી બતાવે છે, એટલે કે થોડા વખતમાં 'એન્જીનડ્રાઈવર' ( વરાળયંત્ર હાંકનાર, ) ગાર્ડ, 'ટીકેટ કલેકટર' 'સ્ટેશન માસ્તર' પેસેન્જર, અને છેવટે પોલીસ પણ પોતેજ બની જાય છે. મી० રસ્કીનનું કહેવું ઘણુંજ ઉચિત છે. જ્યાં કંઈ પણ ન હોય ત્યાં બાળક સર્વ ખડું કરી દે છે.'

રમતમાં ભાંગફોડ§ કરવાથી પોતાને લાભ છે, કે ગેરલાભ છે તે

---

* ફ્રોબેલે, બાળકના સ્વાભાવિક વલણને સીધે રસ્તે દોરી તેને પુષ્ટિ આપવા, અને આવી રીતે બુદ્ધિ, લાગણી, વગેરેનો વિકાસ કરવા કિંડર્ગાર્ટનની બક્ષીસો અને ઉદ્યોગોની યોજના કરી છે.

§ એવું ભાગ્યેજ જોવામાં આવશે કે જેણે બચપણમાં રમકડાં વગેરેની ભાંગફોડ કરી પોતાની જિજ્ઞાસાને તૃપ્ત કરી ન હોય.

બાળક સમજતાં નથી, છતાં જે જે લાભ, ભાંગફોડને અંગે રહેલા છે, તે તે લાભ તો તેને થાયજ છે. આકાર બનાવવામાં, તેઓની અનુકરણશક્તિ કેળવાય છે, રચનાશક્તિ વધે છે, અને સૌન્દર્યનું પણ યથાર્થ ભાન થાય છે. ભાંગફોડથી, પદાર્થ શેનો બનેલો છે, પોલો છે કે નક્કર વગેરે ગુણનું ભાન થાય છે, તેમજ તે પદાર્થની રચના પણ સારી રીતે સમજી શકાય છે. અજાણતાં પણ તેઓને આવા આવા અમૂલ્ય લાભ મળે છે, અને તેની જુદી જુદી શક્તિઓ કેળવાતી જાય છે. શ્રમ વિના, ક્રમે ક્રમે સમજી શકાય તેવા નિયમને આધારે, ગમત સાથે તેઓને જ્ઞાન આપવાની જે ગોઠવણ વિશ્વાધારે કરેલી છે, તે ખરેખર આશ્ચર્યજનક છે, મોહજનક છે, અકળિત છે, ને તે જગત્કર્તાના મહત્વનું ભાન કરાવનારી છે.

- - -

## बाळकोने वार्ता सांभळवी ने कहेवी बहु गमे छे.†

વાર્તા સાંભળવા બાળક અત્યંત ઉત્સુક હોય છે. એક બે વાર્તા કહેવાથી તેને સંતોષ થતો નથી. એક પછી બીજી અને બીજી પછી ત્રીજી, એમ ઉપરા ઉપર વાર્તાઓ સાંભળવાનું તેને બહુ ગમે છે. આપણે કહીએ, કે 'મને હવે વધારે વાર્તા આવડતી નથી,' તો એકની એક વાત ફરીથી આપણી પાસે કહેવરાવે છે. આ વલણનો લાભ માબાપ તેમજ શિક્ષકે અવશ્ય લેવો જોઈએ. બુદ્ધિ ખીલે, નીતિને પુષ્ટિ મળે તેવી વાર્તાઓ તેઓને કહેવી જોઈએ. સારો બોધ

† વાર્તા રસ પડે તેવી રીતે કહી જવાથી નીતિના શિક્ષણની આકર્ષક રીતે શરૂઆત કરી શકાય. કંઈક આવા ઉદ્દેશથી શિક્ષક અને શિષ્ય બંનેને ઉપયોગી થઈ પડે તેવી વાર્તાઓનો સંગ્રહ મારા તરફથી "બાળવાર્તા" નામના પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

મળે તેવાં સરળ ભાષામાં લખેલાં વાર્ત્તાઓનાં સચિત્ર પુસ્તક* તેઓને વાંચવા આપવાં જોઈએ.

મોટી વયનાં માણસો પાસેથી સાંભળેલી વાર્ત્તા બીજાંને કહેવા, બાળક ઘણાં આતુર હોય છે. પોતાની વાર્ત્તાઓ સાંભળનાર કોઈ ન હોય, તો દિવાલ સાથે, લાકડાનાં રમકડાં કે કાચની પૂતળીઓ સાથે, પોતે વાત કરવા લાગી જાય છે. જુદી જુદી રમુજી વાર્ત્તાઓ, સરખી ઉંમરનાં બાળકોને કહેવી તેઓને બહુ ગમે છે. યાદ રાખેલી વાર્ત્તાઓ બીજાને કહી સંભળાવે છે; એટલુંજ નહિ, પણ પોતાની કલ્પનાશક્તિ દોડાવી વખતે એકાદ નવીન વાર્ત્તા પણ ગોઠવી કાઢે છે. વાર્ત્તાઓ કહેવામાં, પોતાના અનુભવ, પોતાની સુખદુ:ખની લાગણીઓ, તેમજ મનુષ્યવર્ગમાં જોવામાં આવતા આચારવિચાર, અધમ વર્ગનાં પ્રાણીઓને તેમજ નિર્જીવ પદાર્થને તેઓ લાગુ પાડી દે છે. એક અઢી વર્ષના બાળકે, અને બીજા પાંચ વર્ષના બાળકે બનાવી કાઢેલી નાની વાર્ત્તાના નમુના પ્રો૦ સલીએ આપેલા છે, જે નીચે ટાંકેલા છે.

અઢી વર્ષના બાળકે ઘડી કાઢેલી વાર્ત્તા:—એક દિવસ રીંછનાં ત્રણ બચ્ચાં બહાર ફરવા નીકળ્યાં. રમતાં રમતાં તેઓને એક લાકડી જડી, અને આ લાકડી વડે, તેઓએ દેવતા પ્રદીપ્ત કર્યો.

નમુનો બીજો:—પાંચ વર્ષના બાળકે કલ્પી કાઢેલી વાર્ત્તા.

હું એક દિવસ નાના મછવામાં દરીઆમાં સફર કરવા નીકળ્યો હતો, તેવામાં મેં એક મોટી માછલી જોઈ. તેને પકડવા હું નીચે (દરીઆમાં) કૂદી પડયા, પણ તે માછલી એટલી બધી મોટી હતી,

---

* આપણી ગુજરાતી ભાષામાં વાર્ત્તાઓનાં સચિત્ર તેમજ સારાં અને સસ્તાં પુસ્તકો ઝાઝાં નથી એ દુ:ખદ વાત છે.

કે હું તેને પકડી શક્યો નહિ, તેથી હું તેના ઉપર ચઢી બેઠો. મેં તેના ઉપર સ્વારી કરી, તે જોઈને, સઘળી નાની માછલીઓ હસી પડી.

આ જાતની રચનાશક્તિ સાધારણ બુદ્ધિનાં બાળકોમાં જોવામાં આવતી નથી. જેઓમાં કલ્પનાશક્તિ સાથે રચનાશક્તિ જોડાએલી હોય છે, તેવાંજ બાળકો આવી વાર્તાઓ ઘડી કાઢી શકે છે.

---

## बाळकनी चित्रकळा.

પત્થરપેન વડે પાટીમાં કે સીસાપેન વડે કાગળ ઉપર (ચોપડી હાથમાં આવે તો તેમાં પણ) કુંડાળાં, લીટીઓ અને જાતજાતની આકૃતિઓ કાઢતાં બાળકને ઘણુંએ જોયાંજ હશે. ચિત્રકારની પેઠે અમુક ઉદ્દેશથી અમુકજ ચિત્ર કાઢવાનો વિચાર તેઓને હોતો નથી. બાળકનાં ચીતરામણ—એ તેઓની આંખને તેમજ આંગળીઓની માંસપેશીને કસી, દૃઢ કરવાની સ્વાભાવિક યુક્તિ હોય તેમ દેખાય છે. તેઓ સ્વાભાવિક ચાંચલ્યને લીધે ચિત્ર કાઢવા તરત દોરાય છે, એ પણ ખુલ્લુંજ છે. બાળકની ચિત્રકળા વિષે થોડીએક હકીકત જાણવા જેવી હોવાથી, તે અત્રે આપેલી છે. પ્રથમ આડીઅવળી લીટીઓ, કુંડાળાં અને પછી મનુષ્ય કે જાનવરની આકૃતિ તેઓ કાઢે છે. તેઓ થોડીઘણી પણ મદદ સિવાય સંપૂર્ણ અને શુદ્ધ આકૃતિ કાઢી શકતાં નથી. શરૂઆતમાંજ પેન્સિલ કેમ પકડવી, એ તેઓને શીખવવું પડે છે. મૂળ આકૃતિ ઉપરથી નકલ કરતી વખતે જે જે ભૂલો થાય છે, તે તે ભૂલ તરફ તેઓનું ધ્યાન ખેંચવું પડે છે, એટલુંજ નહિ, પણ તે ભૂલો ક્યાં ક્યાં થએલી છે, ને તે કેવી રીતે સુધારી શકાય તે પણ બતાવવું પડે છે. માથાની આકૃતિ કાઢતી વેળા બાળક માથાને માટે

ગોળ કે લંબગોળ કાઢે છે. કેટલાંક બાળક તો માથાને માટે ૧૨સ પણ કાઢે છે. હાથપગને બદલે, બે આડી, ને બે ઉભી લીટીઓ કાઢે છે. માણસની આકૃતિ કાઢતાં ઘણાં બાળક, મોં તેમજ નાક બતાવવવાનું ભૂલી જાય છે. આવે વખતે 'આ માણસનાં મોં ને નાક ક્યાં છે?' તેવો સૂચક પ્રશ્ન કરી પોતાની ભૂલ પોતેજ શોધી કાઢે, તેમ કરવું. જ્યાંસુધી ચિત્રકળામાં ( કે કોઈ પણ જાતની કળામાં ) બાળક પોતે કામ કરી શકે, ત્યાંસુધી સૂચના કર્યા સિવાય, વિશેષ બતાવવું નહિ. સૂચના આપ્યા છતાં, બાળક સુધારોવધારો ન કરી શકે, ત્યારેજ આપણે તેને ખરી આકૃતિ કાઢવા મદદ કરવી.

અમુક આશયથી બાળક ચિત્ર કાઢતાં નથી તે આપણે કહી ગયા. ચીતરામણ કાઢતાં કોઈ પણ પદાર્થને મળતી આકૃતિ આવી જાય છે, ત્યારે બાળકને આનંદ અને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. જાણે કે પોતે ઘણી મહેનતથી તે ચિત્ર કાઢ્યું હોય નહિ, તેમ તે બોલી ઉઠે છે 'મા, મા, જુવો મેં આ ચિત્ર કાઢ્યું.' એક વખતે બે વર્ષ અને બે મહિનાનું એક બાળક પેન્સિલ વડે લીટા કાઢી રમતું હતું. રમત કરતાં કરતાં, પોતે કાઢેલી આકૃતિ ધુમાડાના ગોટાને મળતી છે, તેવું જોઈ તે હર્ષથી બોલી ઉઠ્યું. 'ધુમાડો' એટલે કે 'મેં ધુમાડાનું ચિત્ર કાઢ્યું.' ચિત્ર કાઢવામાં બાળક પત્થરપાટી કે કોરા કાગળ વિના પણ ચલાવી લે છે. ચોપડી, પેટી, ભીંત, કે જે કાંઈ હાથમાં આવે, તેના ઉપર લીટા કરવા લાગી જાય છે. તેને પૂછવામાં આવે, કે 'તું શું કરે છે?' ત્યારે તે પોતાના બચાવમાં કહે છે, કે 'હું ફલાણું ચિત્ર કાઢું છું' પ્રો. પ્રેયર પણ આ વાતને ટેકો આપે છે. બે વર્ષના એક નાના છોકરાને ભીંત ઉપર લીટા કાઢતાં જોઈ તેણે પૂછ્યું, કે 'તું શું કરે છે? તે છોકરે જવાબ વાળ્યો, કે 'હું ઘરનું ચિત્ર કાઢું

છું.' પોતે લીટા કાઢી ભીંત બગાડે છે, ને તેથી પોતાને ઠપકો મળશે, તેની બીકથી, બાળકે પોતાનો બચાવ કરવામાં કેવી સમયસૂચકતા વાપરી !

બાળકો સારાં ને તાદૃશ ચિત્ર કાઢી શકતાં નથી. સારા ચિત્રકાર થવામાં શારીરિક તેમજ માનસિક વિકાસની જરૂર છે. આકૃતિ કાઢતી વેળા, આંખ, હાથ, ને મગજના તંતુઓ, એકજ વખતે કામ કરતા હોય છે. તેઓની આંખ એકજ પદાર્થ ઉપર વધારે વખત સ્થિર રહી શકતી નથી, તેથી તેનાથી તે વસ્તુનું, અને તેના જુદા જુદા ભાગનું ધ્યાનપૂર્વક, યથાસ્થિત અવલોકન કરી શકાતું નથી. તેઓના હાથની માંસપેશી ( muscles ) પણ નિર્બળ હોવાથી, લાંબા વખત સુધી અને સહેલથી, પેન્સિલ પકડી તેઓનાથી કામ કરી શકાતું નથી. તુલનાશક્તિ અને વિવેકશક્તિની પણ ચિત્રકળામાં સંપૂર્ણ જરૂર હોવાથી, તેઓના મગજના તંતુઓને પણ વિશેષ શ્રમ પડે છે. તેઓના મગજના તંતુઓ પકવાવસ્થાએ પહોંચેલા ન હોવાથી આવા કામમાં તેઓ સહજ થાકી જાય છે. આ સઘળાં કારણો એકઠાં મળવાથી બાળકની ચિત્રકળા અપૂર્ણ અને ખામીભરેલી જોવામાં આવે છે. પણ એટલું તો નક્કીજ સમજાય છે કે ચિત્રકળા જેવી ઉત્તમ કળાનો§ પાયો નાખવાનું કામ બાળવર્ગથીજ થવું જોઈએ. આ મુજબ કરવું એ બાળસ્વભાવને અનુસરીને શિક્ષણ આપ્યું કહેવાય. ગુજરાતી શાળાઓમાં ચિત્રકળાનું શિક્ષણ ફરજીઆત થતું જાય છે તે યોગ્યજ છે એમ કહેવુંજ જોઇએ.



§ સંગીતના શિક્ષણને પણ આજ ટીકા લાગુ પડે છે.

# परिशिष्ट.

## बाळक अने तेनुं मगज.*

બાળકને કેળવણી આપવાનું જોખમભરેલું કામ માથે લીધા પહેલાં તેના સ્વભાવથી વાકિફ થવાની જરૂર છે, પરન્તુ તેના મગજના બંધારણ અને તેનાથી થતાં કાર્યથી વાકિફ થવાની પહેલી અને વિશેષ જરૂર છે, કારણ કે મગજની શક્તિ અને સ્થિતિ ઉપર હરકોઈ પ્રકારની કેળવણીનો બધો આધાર રહેલો છે. શિક્ષકનું નામ ધારણ કરી, આવી કેટલીક મુદ્દાની બાબતોનું અજ્ઞાન દર્શાવવું એ શું હાસજનક નથી ?

બાળકના મગજનો અંદરનો ભાગ તો તમે જોઈ શકતા નથી, પરન્તુ જે ખોપરીમાં તે ભાગ સમાએલો છે તે ખોપરી તો તમે ઉપર ઉપરથી તપાસી શકો છો. બાળક અવતરે છે, ત્યારે સાધારણ રીતે પુરુષબાળકના માથા કરતાં સ્ત્રીબાળકનુ માથું સહેજ નાનું હોય છે. રક્તવાહિની મારફતે મગજને પોષણ આપનાર લોહીના ધબકારા, કુમળા બાળકના ( Fontanelle ) ખોપરીના ઉપરના અને લગભગ મધ્ય ભાગમાં સ્પષ્ટ દેખાતા ખાડા ઉપર હાથ મૂકશો, તો તમને તરત જણાઈ

* The brain is the physical basis or seat of mental action such as is expressed in gesture, movement, or by spoken or written words; further the action of the brain gives vitality to the body, controlling its nutrition as well as the processes of digestion, respiration, and circulation.

Francis Warner,
M. D.

આવશે. બાળક જાગતું હોય છે કે સુઈ ગયું હોય છે, તોપણ આ ધબકારા થતા જણાય છે. જ્યારે બાળક માંદું હોય છે, અથવા નબળું હોય છે. ત્યારે આ ખાડો નીચો જાય છે, કારણ કે તે સ્થળે લોહીની આવજા જોઈએ તેવી થતી નથી. બાળક માંદું કે નિર્બળ હોય છે, ત્યારે તે હાલ્યાચાલ્યા વિના પડી રહે છે, કારણ કે આવે વખતે મગજમાં લોહીનું ભ્રમણ નિર્માલ્ય હોય છે. જ્યારે મગજમાં લોહી સારી રીતે આવજા કરે છે, ત્યારેજ બાળક ચાલાક દેખાય છે. મગજનો આ ખાડો આસપાસનાં હાડકાંની વૃદ્ધિ થવાથી પુરાઈ જાય છે. આ ખાડો એક વર્ષની ઉંમર પછી જોવામાં આવતો નથી. તરત જન્મેલા બાળકના માથાનો પરિઘ લગભગ ૧૩ થી ૧૪ ઈંચ જેટલો હોય છે. જેમ જેમ ખોપરીમાં સમાએલું મગજ વધવા માંડે છે, તેમ તેમ આ પરિઘ પણ વધતો જાય છે. એકાદ વર્ષના બાળકના માથાનો પરિઘ લગભગ ૧૯ ઈંચ જેટલો થવા જાય છે. સાધારણ રીતે તરત જન્મેલા પુરુષબાળકના મગજનું વજન આશરે ૧૧ થી ૧૧$\frac{3}{4}$ ઔંસ જેટલું અને સ્ત્રીબાળકના મગજનું વજન આસરે ૧૦ ઔંસ જેટલું હોય છે. દસથી બાર મહિનાની અંદર પુરુષબાળકના મગજનું વજન આશરે ૨૭ થી ૨૭$\frac{1}{2}$ ઔંસ જેટલું અને સ્ત્રીબાળકના મગજનુ વજન આશરે ૨૫ થી ૨૫$\frac{1}{2}$ ઔંસ જેટલું થાય છે. નીચે આપેલા વજનની સરખામણી ઉપરથી તમે જોઈ શકશો, કે એક વર્ષની અંદર બાળકનું મગજ કેટલું વૃદ્ધિ પામે છે. આટલા ઉપરથીજ બાળકના મગજને જન્મથીજ સંભાળપૂર્વક પોષવાની કેટલી જરૂર છે તે તમે સહેલાઈથી સમજી શકશો.

## બાળકના મગજના સરાસરી વજનની સરખામણી.

( ડૉક્ટર બોઇડે લંડનમાં ૨૦૩૦ બાળકોના અવલોકન ઉપરથી સિદ્ધ કરેલા આંકડા.

| | | પુરુષ. | સ્ત્રી. |
|---|---|---|---|
| | | વજન એવોડર્યુપોઇઝ ઔંસમાં. | |
| ૧ | તરતમાં જન્મેલાં બાળકો. | ૧૧-૬૭ | ૧૦-૦૦ |
| ૨ | ત્રણ મહિનાની અંદરનાં ,, | ૧૭-૪૨ | ૧૫-૯૪ |
| ૩ | ત્રણથી છ મહિનાનાં ,, | ૨૧-૩૦ | ૧૯-૭૬ |
| ૪ | છ થી બાર મહિનાનાં ,, | ૨૭ ૪૦ | ૨૫-૭૦ |
| ૫ | એક થી બે વર્ષનાં ,, | ૩૩-૨૫ | ૨૯-૮૦ |
| ૬ | બેથી ચાર વર્ષનાં ,, | ૩૮-૭૦ | ૩૪-૯૭ |
| ૭ | ચારથી સાત વર્ષનાં ,, | ૪૦-૨૩ | ૪૦-૧૧ |
| ૮ | સાતથી ચૌદ વર્ષની ઉંમર. | ૪૫-૯૬ | ૪૯-૭૮ |
| ૯ | ચૌદથી વીસ વર્ષની ઉંમર. | ૪૮-૫૪ | ૪૩-૯૪ |

## મગજ શાનું બનેલું છે ?

મગજ હાડકાની બનેલી ખોપરીમાં રહેલું છે. તે એટલું બધું પોચું અને કોમળ છે, કે તેનું આવી રીતે રક્ષણ કરવાની જરૂર છે. જે જે ભાગ ઉપર જીવનનો ઘણો આધાર રહેલો છે તે તે ભાગનું ઇશ્વરે યોગ્ય રીતેજ સંરક્ષણ કરેલું જણાય છે. હૃદય અને ફેફસાંને પણ પાંસળીના પડદાથી બચાવેલાં છે. ખોપરી ઉપરાંત મગજની આસપાસ એક પાતળો છતાં મજબુત પડદો આવેલો છે, અને તે પડદા ઉપરાંત તેની આસપાસ પ્રવાહીનું પડ આવેલું છે. મગજમાં ઝીણી રક્તવાહિનીઓ પથરાએલી છે, અને મગજને જોઇતું પોષણ રક્તવાહિનીની અંદર વહેતા લોહી મારફતે મળે છે.

મગજની અંદર મુખ્ય બે જાતના પદાર્થ છે, ૧ **'નર્વ-સેલ્સ'** [જ્ઞાનતંતુઓનાં ઘર] અને ૨. **'નર્વ-ફાઇબર્સ'** [જ્ઞાનતંતુઓ પોતે]

---

## મગજના ભાગ.

મગજના મુખ્ય બે ભાગ કહી શકાય; એક મોટું મગજ [ Cerebrum ] સીરીબ્રમ, અને બીજું નાનું મગજ ( Cerebellum ) સીરીબેલમ. મગજની સાથે જોડાએલું કરોડરજ્જુ હોય છે. આ કરોડરજ્જુની ટુંકી સમજુતી આગળ આપી છે. મોટા તથા નાના મગજ વિષે સવિસ્તર હકીકત છોકરા માટેની નવી વાચનમાળાના પુ. ૫માંથી વાંચી લેવી.

' નર્વ-સેલ્સ ' ને યોગ્ય પોષણ મળવાથી ' નર્વ-ફોર્સ '- અથવા જ્ઞાનતંતુના ઘરમાંથી ઉત્પન્ન થતું ચૈતન્ય-પેદા થાય છે. આ

'નર્વ-સેલ્સ' ને જ્યારે શુદ્ધ લોહીનો ખોરાક મળે છે, ત્યારે તે બ-રોબર પોષાય છે. દરેક 'નર્વ-સેલ' ની અંદરથી એક એક જ્ઞાનતંતુ નીકળે છે, અને આ 'નર્વ-ફાઈબર્સ'-અથવા જ્ઞાનતંતુના ઘરમાંથી ઉત્પન્ન થતું ચૈતન્ય-જ્ઞાનતંતુમાં થઈને પસાર થાય છે, ત્યારે તેને 'નર્વ-કરન્ટ' અથવા જ્ઞાનતંતુમાંથી વહેતો પ્રવાહ કહેવામાં આવે છે. મગજની અંદર અસંખ્ય જ્ઞાનતંતુઓનાં ઘર કે સ્થાન સમાએલાં છે. જ્ઞાનતંતુના ઘરમાંથી પેદા થએલું ચૈતન્ય, જ્ઞાનતંતુજદ્વારા માંસ-પેશીમાં દાખલ થાય છે, (મોંની અથવા બીજા અવયવોની કોઈપણ માંસપેશી) ત્યારે તેનાથી માંસપેશી ટુંકી થાય છે. અથવા સંકોચાય છે, અને તેને પરિણામે દશ્ય વ્યાપાર કે ક્રિયા થાય છે. આ ચૈતન્ય જેટલા વખત સુધી અને જે પ્રમાણમાં માંસપેશીમાં દાખલ થાય છે, તેટલા વખત સુધી અને તેટલા પ્રમાણમાં ક્રિયા થતી જોવામાં આવે છે. આપણે એટલું તો જોયું કે મગજની અંદરનો ભાગ જ્ઞાનતંતુનાં ઘરના સમૂહોનો બનેલો છે. આ ઘરમાંનાં ઘણાંક એકબીજાં સાથે જ્ઞાનતંતુદ્વારા જોડાએલાં છે.

વળી આ ઘરમાંનાં ઘણાં શરીરની માંસપેશી સાથે પણ જોડાએલાં હોય છે. આ જ્ઞાનતંતુઓનાં ઘરને વિદ્યુત્ ઉત્પન્ન કરવાના કોશ-બૅટ-રીની સાથે સરખાવી શકાય. જેવી રીતે બૅટરીની અંદર રાસાયનિક ક્રિયાને લીધે વિદ્યુતનું બળ ઉત્પન્ન થાય છે, તેમ આ જ્ઞાનતંતુના ઘરમાંથી પણ યોગ્ય પોષણ મળ્યા પછી-ચૈતન્ય ઉત્પન્ન થાય છે. જેવી રીતે બૅટરીની અંદર વિદ્યુતના બળને વહન કરવા માટે ધાતુના વાળા હોય છે, તેમ આ જ્ઞાનતંતુના ઘરમાં ઉત્પન્ન થતા બળને અન્ય સ્થળે લઈ જવા માટે જ્ઞાનતંતુઓ હોય છે. વાળા મારફતે લઈ જવામાં આ-વતું વિદ્યુતનું બળ ઘણે દૂર પણ અમુક અમુક ક્રિયા કરી શકે છે,

તેમ જ્ઞાનતંતુના ઘરમાં ઉત્પન્ન થતું અને જ્ઞાનતંતુદ્વારા માંસપેશીમાં દાખલ થતું બળ પણ અમુક અમુક ક્રિયા કરે છે. વિદ્યુત્‌નું બળ ખપી જવાથી બૅટરીની અંદર રાસાયનિક ક્રિયા પાછી સતેજ કરવાને નવા પદાર્થો ઉમેરવાની જરૂર પડે છે, તેમ ' નર્વ-સેલ ' નું ચૈતન્ય ખપી જવાથી નવીન બળ ઉત્પન્ન કરવા આ જ્ઞાનતંતુઓનાં ઘરને સ્વચ્છ લોહીથી સારી રીતે પોષવાની જરૂર પડે છે.

આપણે કહી ગયા છીએ, કે મગજમાં આવેલાં જ્ઞાનતંતુઓનાં ઘર એક બીજાં સાથે તેમજ શરીરની જુદી જુદી માંસપેશીઓ સાથે જ્ઞાનતંતુઓદ્વારા જોડાએલાં છે. આ જાતના જ્ઞાનતંતુઓ ઉપરાંત એક બીજા પ્રકારના ખાસ જ્ઞાનતંતુઓ હોય છે. આ જાતના ખાસ જ્ઞા-નતંતુઓ, મગજના જ્ઞાનતંતુઓનાં ઘરનો અને આંખ, કાન, ત્વચા વગેરેનો સંબંધ જોડે છે. આંખ, કાન, અને ચામડી ઉપર બહારના પદાર્થની અસર થવાથી ઉત્પન્ન થતા બળના પ્રવાહને આ જાતના ખાસ જ્ઞાનતંતુઓ, જ્ઞાનતંતુઓના ઘરમાં દાખલ કરે છે. આવી જા-તના ખાસ જ્ઞાનતંતુઓને આપણે અંતર્‌વાહિની કહીશું કારણ કે તે બહારના પદાર્થની અસરથી ઉત્પન્ન થએલા બળના પ્રવાહને મગજના અંદરના ભાગમાં લઈ જાય છે. જે જ્ઞાનતંતુ, જ્ઞાનતંતુના ઘરમાં ઉ-ત્પન્ન થએલા ચૈતન્યને માંસપેશીમાં દાખલ કરે છે, તે જ્ઞાનતંતુઓને ' બહિર્વાહિની ' કહીશું.

હવે અંતર્‌વાહિની અને બહિર્વાહિની જ્ઞાનતંતુઓદ્વારા થતા વ્યાપાર દૃષ્ટાંત આપી સમજાવીશું.

બાળકની સમક્ષ લીંબુ કે નારંગી મૂકો અથવા દડો કે ગમે તે બીજી કોઈ વસ્તુ મૂકો. શી શી ક્રિયાઓ થતી જોવામાં આવે છે? પ્રથમ તો બાળક પોતાનું માથું અને આંખો તે પદાર્થ તરફ ફેરવશે;

ત્યારપછી તે પોતાના હાથ તે પદાર્થને પકડવા લાંબા કરશે, અને પછી આંગળી વતી તે પદાર્થને પકડશે. આ ક્રિયાઓ થવાનું કારણ શું ? જ્ઞાનતંતુના ઘરમાં ઉત્પન્ન થએલા ચૈતન્યના પ્રવાહ બહિર્વાહિની જ્ઞાનતંતુદ્વારા હાથ અને આંગળીઓની માંસપેશીમાં દાખલ થાય છે, અને તેને લીધે આ બધા વ્યાપાર થતા જોવામાં આવે છે; પરન્તુ જ્ઞાનતંતુઓનાં ઘરને ઉશ્કેરનાર કંઈ પણ કારણ હોવું જોઈએ. જ્ઞાનતંતુનાં ઘરને ઉશ્કેરી બહિર્વાહિની જ્ઞાનતંતુદ્વારા માંસપેશી વડે કાર્ય કરાવનાર કારણ, પદાર્થ ઉપર પડતો પ્રકાશ છે. પદાર્થ–નારંગી કે દડા–ના રંગથી અંતર્વાહિની જ્ઞાનતંતુઓદ્વારા મગજમાંહેનાં જ્ઞાનતંતુઓનાં ઘર કે 'નર્વ–સેલ્સ' ઉશ્કેરાય છે, અને આવી રીતે ઉશ્કેરાએલાં જ્ઞાનતંતુનાં સ્થાન કે ઘર, બહિર્વાહિની જ્ઞાનતંતુ મારફતે માંસપેશીને વ્યાપાર ( હાથ લાંબો કરવો, આંગળીથી પદાર્થને પકડવો, વગેરે ) કરવાનો હુકમ આપે છે.

હરકોઈ હીલચાલ§ થાય છે, ત્યારે જાણવું કે જે જે પદાર્થનો મગજ બનેલો છે તે તે પદાર્થનો થોડોઘણો પણ ઘસારો થયાંજ કરે છે. આ જાતનો ઘસારો પૂરો પાડવા મગજને સ્વચ્છ લોહી પૂરૂં પાડવાની ઘણી જરૂર છે. મગજ હીલચાલ કરવાને હુકમ આપે, માટે તેના કોઈ પણ ભાગને ઉશ્કેરનાર સાધનોની આવશ્યકતા છે. આ સાધનો મુખ્યત્વે કરી અવાજ અને દૃષ્ટિ છે.

બાળકની હીલચાલ તપાસવાની ઘણી જરૂર છે, કારણ કે તે ઉપરથી મગજની સ્થિતિ વિષે આપણને અચ્છું ભાન થાય છે. બાળકની હીલચાલ ઉપરથી તે થાકી ગએલું છે કે ચંચળ, ઉશ્કેરાએલું છે કે શાંત, એ સઘળું આપણે જાણી શકીએ છીએ. મગજને માત્ર સ્વચ્છ

---

§ બોલવું, હરવું ફરવું, વિચાર કરવો વગેરે.

ખોરાક–લોહી–મળવાથી તે કેળવાતું નથી.‡ તેને કેળવવા તેના ઉપર જુદી જુદી ઇન્દ્રિયદ્વારા બહારના પદાર્થોની અસર થવાની પણ જરૂર છે.

નાનું બાળક જાગતું હોય છે, ત્યારે તેના શરીરના જુદા જુદા ભાગમાં જુદી જુદી હીલચાલ થતી જોવામાં આવે છે. છસાત દિવસનાજ બાળકને જોઇશું, તો તેના હાથપગનાં આંગળાં હાલતાં જણાશે. આ હીલચાલ અનિયમિત અને ઘણી ધીમી થતી જોવામાં આવે છે, અને કોઈ પણ બહારના કારણને લીધે ઉત્પન્ન થએલી હોતી નથી, એટલે કે તે સ્વાભાવિકજ છે. ટાઢથી બાળક રડે છે તેમજ ઉગ્ર પ્રકાશથી બાળકની આંખો બંધ થઈ જાય છે. આ બધી હીલચાલ બહારની ઉપાધિઓની અસર થવાને લીધે થતી જણાય છે. જ્યારે બાળક એકાદ મહિનાનું થાય છે, ત્યારે શું જોવામાં આવે છે ? તે પોતાના હાથપગ વધારે જોરથી હલાવવા લાગે છે. આ વખતે તેના હાથમાં કંઈ પદાર્થ મૂકવામાં આવે છે, તો તે તેને પકડવાનું અને મોંમાં લઈ જવાનું કરે છે, પણ તરતજ આંગળીઓની સ્વાભાવિક હીલચાલ શરૂ થાય છે, અને તેને પરિણામે હાથમાંહેનો પદાર્થ નીચે પડી જાય છે.

બાળક આશરે ત્રણેક મહિનાનું થાય છે, ત્યારે બહારના પદાર્થોની અસરથી શારીરિક હીલચાલ કંઈક નિયમિત અને ઉદ્દેશપૂર્વક કરવામાં આવે છે. બાળકના આગળ દીવો લાવવામાં આવે છે, તો તે તેના તરફ પોતાનું માથું ફેરવે છે. આમ છતાં આટલી ઉંમરે સ્વાભાવિક હીલચાલનું પ્રાધાન્ય જોવામાં આવે છે. આ પ્રકારની સ્વાભાવિક હીલચાલને–પ્રકાશ, અવાજ, વગેરે સાધનોથી–થોડો વખત અટકાવી શકાય છે. આ પ્રયોગ ઉપરથી સિદ્ધ થાય છે, કે આટલી

‡ તે તંદુરસ્ત અને પુષ્ટ બનેલું હોવાથી તેનામાં વિકાસ થવાની ઘણી સારી તૈયારી અને સંભાવના છે.

નાની ઉંમરથી બાળકનું મગજ ધ્યાન આપી શકે તેવી સ્થિતિમાં હોય છે, અર્થાત્ બાળકમાં ધ્યાન આપવાની શરૂઆત આ કાળથીજ થવા લાગે છે. જેમ જેમ બાળકની ઉંમર વધતી જાય છે, તેમ તેમ તે પોતાનું માથું સ્થિર રાખી આંખોને ફેરવી શકે છે, અને તેની માંસ-પેશીઓ મજબુત થાય છે, અને એક હાથમાંની વસ્તુ બીજા હાથમાં ફેરવી શકે છે. પાંચછ મહિનાનુ બાળક લાલ દડાને કે સારા પ્રકાશવાળા દીવાને જોઈ બધી સ્વાભાવિક હીલચાલ કરતું અટકી જાય છે, અને તે દડાને કે દીવાને લેવા માટે તેના તરફ પોતાનું માથું, તેમજ આંખો ફેરવે છે, અને હાથ લાંબા કરે છે. આ જાતની ક્રમિક કે અમુક ક્રમમાં કરેલી-પહેલાં માથું ફેરવવાની, પછી આંખ ફેરવવાની અને છેવટે હાથ લાંબો કરવાની-હીલચાલ ખાસ ઉદ્દેશપૂર્વક કરેલી હોય છે.

બાળક ત્રણેક વર્ષનું થાય છે, ત્યારે તેના શરીરમાં અને મગજમાં ઘણો ફેરફાર થએલો જોવામાં આવે છે. તે વાતો કરે છે, દોડે છે, અને જાતજાતના વ્યાપાર કરે છે, એટલુંજ નહિ પરન્તુ મગજ ઉપર પડેલા સંસ્કારનો ઉપયોગ અન્ય સ્થળે કે કાળે કરી શકે છે. સ્મરણશક્તિનો વિકાસ થતો હોય એમ જણાય છે. આ સઘળા વ્યાપાર ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે આ સમયે બાળકનું મગજ પણ વૃદ્ધિ પામતું જાય છે, અને ઐચ્છિક વ્યાપાર કરવાની શરૂઆત થતી જણાય છે.

બાળક ચંચળ દેખાય છે, રમતીઆળ દેખાય છે, પોતાના અવયવો કંઈ પણ ઉદ્દેશ વિના હલાવ્યાં કરે છે, એ બધું બતાવી આપે છે, કે તેનામાં સ્વાભાવિક હીલચાલ પ્રબળ છે, ઇચ્છાશક્તિ પ્રબળ નથી, અને તેથી **બાળકેળવણીનો ઉદ્દેશ** ક્રમેક્રમે આવી હીલચાલને યોગ્ય પ્રમાણમાં દાબવાનો, નિયમિત અને ઉદ્દેશપૂર્વક હીલચાલ કરાવવાનો, તેમજ ધ્યાન અને ઇચ્છાશક્તિને કેળવવાનો છે.

## मोटुं मगज, नानुं मगज, अने करोडनुं दोरडुं के करोडरज्जु.

**બાળકના મગજની અને પુખ્ત વયના માણસના મગજની સરખામણી**—પુખ્ત વયના મનુષ્યના અને નાના બાળકના મગજમાં કેટલોક તફાવત હોય છે, અને તે કારણુને લીધેજ બાળકની વિચારશક્તિ ઘણી મંદ હોય છે. બાળકના મગજની રચના ઘણી સાદી હોય છે, એટલે કે (૧) પુખ્તવયના માણુસના મગજના જ્ઞાનતંતુઓની આસપાસ જે ઢાંકણુ હોય છે તેવું ઢાંકણુ બાળકના મગજના જ્ઞાનતંતુઓની આસપાસ હોતું નથી. (૨) વળી બાળકના જ્ઞાનતંતુઓનાં ઘર પણુ અપૂર્ણું હોય છે. (૩) પુખ્તવયના માણુસના મગજના બધા બાગો એકબીજા સાથે તંતુઓથી બરાબર જોડાએલા હોય છે. નાનાં બાળકના મગજમાં આ જોડાણુ ઘણુંજ અપૂર્ણું હોય છે.

---

## करोडनुं दोरडुं के 'स्पाइनल कॉर्ड' मगज अने करोडना दारडाना कार्यमां तफावत.

મગજ છોડી નીચે ઉતરતાં મગજમાંથી ઉતરી આવેલું કરોડનું દોરડું 'સ્પાઇનલ કૉર્ડ' જોવામાં આવે છે. આ દોરડાનું કરોડની પોલી નળી વડે રક્ષણુ થએલું છે. કરોડની નળીની બાજુમાં આવેલાં છિદ્રો વાટે આ દોરડામાંથી ઝીણુા ઝીણુા જ્ઞાનતંતુઓ શરીરના જુદા જુદા ભાગમાં પથરાઈ જાય છે. કરોડના દોરડાનાં જ્ઞાનતંતુઓનાં ઘર 'નર્વ-સેલ્સ' મગજનાં 'નર્વ-સેલ્સ' સાથે જોડાએલાં હોય છે.

**अ.** બાળક સુતું હોય છે અને તે વખતે જો તેનો પગ દબાય છે, તો તે તેને પાછો ખેંચી લે છે. આ ક્રિયામાં મગજ બીલકુલ બાગ લેતું નથી, પણુ કરોડરજ્જુ લે છે.

ख. જે વ્યાપાર નિયમિત, ઉદ્દેશપૂર્વક અને બાળકની ઇચ્છાને લીધે કરવામાં આવે છે, તેના વ્યાપારમાં મગજ ભાગ લે છે.

क. જ્યારે ખુટ ઠુંકો પડવાથી પગ દબાય છે, અથવા બુટની અંદર કાંકરી પેસી જવાથી પગમાં ખુચે છે, ત્યારે વિચારપૂર્વક બુટ કાઢી નાંખવાની ક્રિયામાં કરોડનું દોરડુ તેમજ મગજ બંને ભાગ લેતાં જણાય છે.

---

## मानसिक श्रम अने मगज.

જ્યારે જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે ત્યારે મગજની શક્તિનો વ્યય થાય છે. માનસિક વ્યાપાર બરાબર ચાલે, માટે મગજને તંદુરસ્ત અને ચાલાક રાખવાની જરૂર છે. આપણે થાકી ગયા હોઈએ છીએ, કે શોકાતુર હોઈએ છીએ, તો મગજ પોતાનું કાર્ય યથાર્થ બજાવી શકતું નથી. મગજ ઉપર બે પ્રકારે અસર થાય છે; શરીરના કોઈ પણ ભાગને દુઃખ થવાથી અથવા તો મગજને પોતાને ઇજા થવાથી. શરીર અને મગજનો એક બીજા ઉપર એવો આધાર છે, કે એક બગડે છે તો બીજું પણ બગડે છે. આ ઉપરથી માબાપ તેમજ શિક્ષકે કસરત વગેરેથી બાળકનાં શરીરને કસી મજબુત અને ચાલાક બનાવવાની જરૂર છે એ સ્પષ્ટ થાય છે. શરીર સારૂં થવાથી મગજની કાર્ય કરવાની શક્તિમાં પણ વધારો થશે. *

---

*કસરત અને રમતગમતથી થતા લાભ.

શરીર જબરૂં, બળવાન, અને તંદુરસ્ત થાય છે માંસપેશીઓ કસાવાથી ચાંચલ્ય વધે છે, અને બોલવામાં, ચાલવામા તેમજ શરીરના એકંદર દેખાવમાં ચાકતા જોવામાં આવે છે. શારીરિક વિકાસ થવા ઉપરાન્ત બુદ્ધિ અને નીતિના વિકાસ ઉપર પણ ઉત્તમ અસર થાય છે. નવીન ઉત્સાહ અને ઉજ્જ્વલ આશાઓ સ્ફુરે છે. તત્પરતા, ચોકસાઈ, નિયમિતપણું, વગેરે ગુણો

વારસામાં ઉતરી આવેલાં નબળાં મગજને લીધે, નાનપણમાં કોઈ ભયંકર રોગના ભોગ થઈ પડવાને લીધે, અથવા તો સ્વચ્છ હવા, શુદ્ધ ખોરાક, અને યોગ્ય કસરત અને આરામના અભાવને લીધે, જુદાં જુદાં બાળકોની મગજની શક્તિમાં ફેર જણાય છે, તેથી જેટલો માનસિક શ્રમ એકને ફળદાયક નીવડે છે, તેટલોજ બીજાને નુકસાન-કારક થઈ પડે છે. નિશાળની અંદર કોઈ પણ પ્રકારનું શિક્ષણ આપ-વાની શરૂઆત કર્યા પહેલાં બાળકોના જુદા જુદા અવયવોની અને તેમાં પણ ખાસ કરી મગજ, આંખ અને કાનની સ્થિતિની ઘણીજ ચોકસ અને બારીક તપાસ, પોતાની ગંભીર જવાબદારી સમજનાર દરેક શિક્ષકે અવશ્ય કરવી જોઈએ. જે જે બાળકો મૂઢ જેવાં દેખાતાં હોય, જેઓ બીલકુલ ધ્યાન આપી શકતાં ન હોય, જેઓ રમતગમતમાં ભાગ લેતાં ન હોય, જેઓની આંખમાંથી પાણી નીકળતાં દેખાતાં હોય, જેઓ બરાબર સાંભળી શકતાં ન હોય, તેવાં સઘળાં બાળકોને બાહોશ ડૉક્ટરને બતાવવા ચૂકવું નહિ, અથવા તેવી સગવડ ન હોય તો તેનાં માબાપને ચાંપતા ઉપાય લેવા માટે ઘટતી સૂચના આપવાનુ કોઈ પણ શિક્ષકે કદાપિ ભૂલવું નહિ. બાળકોની શારીરિક સ્થીતિની ઘટતી તપાસ રાખવાની

---

ઉદ્ભવે છે કે વૃદ્ધિ પામે છે. સહનશીલતા, વિવેકશક્તિ, તુલનાશક્તિ, ન્યાય-વૃત્તિ, આત્મશ્રદ્ધા, આત્મસંયમ, બીજાની લાગણીને માન આપવાની અને હળીમળી ચાલવાની વૃત્તિઓ, વગેરે પોષાય છે; વળી સમયસૂચકતા, ધૈર્ય, હિંમત અને સ્વાર્થવૃત્તિનો ત્યાગ—એ અને એવા અનેક ગુણોની પ્રાપ્તિ કે ખીલવણી થાય છે. જિંદગી પવિત્ર, અને સુખદાયક બને છે, એટલુંજ નહિ પણ આ દુનીઆની નિરાશા અને આફતોને અડગ હિંમત અને ધૈર્યની મદદથી દૂર કરી શકાય છે, કે તેના ડંખની વેદના ઓછી કરી શકાય છે, અગર કંઈ પણ બબડયા વિના ઈશ્વરના અનુપમ અને અગાધ ડહાપણમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી 'મનુષ્ય' ને છાજે તેવી રીતે સહન કરી શકાય છે.

જવાબદારી જેટલે દરજ્જે વર્ગ શિક્ષકની છે, તેટલેજ દરજ્જે બલ્કે તેવી પણ વધારે શાળાના હેડમાસ્તર અથવા મુખ્ય શિક્ષકની છે. બાળકો ભવિષ્યના દેશજન થવાનાં છે, તેથી રાજ્યની જવાબદારી સૌથી વધારે છે.

## મગજની સંભાળ.

આટલા વિવેચન ઉપરથી મગજની સંભાળ રાખવાની કેટલી જરૂર છે તે સમજાયું હશે. બાળકનાં કુમળાં મગજને માબાપની બેદરકારીથી કેટલીક વેળા ઘણું નુકસાન થાય છે, અને નબળાં મગજનાં માઠાં પરિણામ બાળકોને મોટી ઉમરે સહન કરવાં પડે છે. નાનાં બાળકનાં માથાં કઠણ જમીન ઉપર પછડાય નહિ તેની ખાસ સંભાળ રાખવી, કારણ કે કુમળાં મગજને ઇજા થવાથી બાળક મોટી ઉમરે ધ્યાન આપી શકતાં નથી. જો નાની વયમાં મગજને વધારે ઇજા થએલી હોય છે, તો બાળકો ઘણાંજ અસ્થિર ચિતવાળાં અને મૂઢ નીવડે છે.

નિશાળમાં શિક્ષકે પણ મગજની સંપૂર્ણ સંભાળ રાખવાની જરૂર છે. પોતાના ધંધાને એબ લગાડે તેવી વર્તણુક ઘણા અશિક્ષિત શિક્ષકો અને કેટલાક શિક્ષિત શિક્ષકોમાં પણ જોવામાં આવે છે. આવા શિક્ષકોને બાળકોના માથા ઉપર મારવાની અથવા તો કાન તાણવાની કે તેના ઉપર તમાચા મારવાની ઘણીજ નિંદ્ય અને કઢંગી ટેવ પડી ગએલી હોય છે. આંખ અને કાનના જ્ઞાનતંતુઓને ઇજા થવાથી મગજને કેટલું નુકસાન થાય છે એ, તે તે ઇન્દ્રિયોના જ્ઞાનતંતુઓ અને મગજ વચ્ચેના સંબંધનું પહેલાં વિવેચન કર્યું છે તે ઉપરથી સ્પષ્ટ સમજાયું હશે. આપણા દેશની પ્રાથમિક શાળાઓમાં જેમ જેમ શિક્ષિત શિક્ષકોની સંખ્યા વધતી જશે, તેમ તેમ આવી ગંભીર ભૂલો થતી અટકશે, અને માબાપ તેમજ બાળકોને નિશાળ તરફ અણગમો થવાનું કારણ નષ્ટ થશે.

# શિક્ષક અને શિક્ષણ.

## શિક્ષકની પ્રતિષ્ઠાનો આધાર.

### ૧. શિક્ષકનું વર્ત્તન.

શિક્ષકની પ્રતિષ્ઠાનો મુખ્ય આધાર તેના પોતાનાજ વર્ત્તન ઉપર રહેલો છે. શિક્ષક બુદ્ધિશાળી હોય છતાં જ્યાંસુધી તેનું વર્ત્તન અનુકરણીય અને છાપ પડે તેવું ન હોય, ત્યાંસુધી શિષ્યવર્ગને ખરો લાભ થતો નથી. **કેળવણીનો મુખ્ય** ઉદ્દેશ-સારાં આચરણો કેળવી, ઉત્તમ પ્રકારની ટેવો પાડી, નમુનાદાર વર્ત્તનવાળા શિષ્યો બનાવવા-પણ ફળીભૂત થતો નથી. શિક્ષકની પ્રતિષ્ઠાનો આધાર **શિક્ષકમાં કેટલાક આવશ્યક ગુણો** છે કે નહિ તેના ઉપર પણ છે.

### ૨. શિક્ષકના કેટલાક આવશ્યક ગુણો.

આ બધા ગુણોનું લંબાણથી વિવેચન કરતાં એક જુદુંજ પુસ્તક થાય; અહિં તો માત્ર તે ગુણોનું નામસૂચન કરાવ્યું છે.

ક. શાળા અને શાળાની બહાર અનુકરણીય નીતિમય વર્ત્તન.

ખ. મનમાં, વચનમાં, અને કાર્યમાં એકરૂપતા.

ગ. શિક્ષણના વિષયોનું સારૂં જ્ઞાન.[1]

ઘ. વર્ગમાં શિક્ષણ આપવાના પુસ્તકો ઉપરાંત ભિન્ન ભિન્ન વિષયોનું અને ખાસ કરીને જનસ્વભાવનું ઉંચા પ્રકારનું બારીક જ્ઞાન.

---

૧ પહેલાં જ્ઞાન કે પદ્ધતિ એ પ્રશ્નના ઉત્તરમાં કહેવું જરૂરનું છે કે પહેલાં જ્ઞાનની અને પછી પદ્ધતિની આવશ્યકતા અને ઉપયોગિતા સ્વીકારી શકાય. જ્ઞાન અને પદ્ધતિ એ બંને અંગો ઉત્તમ શિક્ષકમાં હોવાંજ જોઈએ.

ડ. શિષ્ય પ્રત્યે માયાળુ અને દિલસોજ વર્તન.

ચ. હસમુખો અને દયાળુ સ્વભાવ. ચીડીઓ કે જલદીથી ઉશ્કેરાઈ જાય તેવો સ્વભાવ તેમજ 'ભોળપણુ' કે 'નરમાશપણુ' નુકસાનકારક છે.

છ. સાઈનરનું પારખવાની શક્તિ.

જ. શિષ્ય તરફ ન્યાયબુદ્ધિ અને સમભાવના.

ઝ. દૃઢતા, ઉદ્યોગ, ખંત, ધૈર્ય, અને નિયમિતપણું.

ઞ. ઉત્સાહ, શરીર અને મનની સ્વચ્છતા, અને નવું નવું જોવાજાણવાની ઇચ્છા.

ટ. ખોડખાંપણ (તોતડો, થોડું સાંભળનારો, વગેરે) વિનાનો અને શરીરે તંદુરસ્ત.

ઠ. પોતાની સ્થિતિને છાજે તેવો પોશાક પહેરનાર.

ડ. શાળામાં આપવાના પાઠ દરરોજ ઘેરથી વાંચી તૈયાર કરી જનાર.

ઢ. બંદોબસ્ત રાખવાની શક્તિવાળો; દેખાવમાં રૂવાબ કે વજન પડે તેવો, જામેલા સ્વભાવનો, તોછડાઈ, કે બાલિશતા વિનાનો.

ણ. માનસશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, શારીરિકશાસ્ત્ર, અને આરોગ્યવિદ્યાનાં મૂળતત્ત્વોથી માહિતગાર, અને પુસ્તકમાં વાંચેલાં સૂત્રો અનુભવમાં મૂકવાની જિજ્ઞાસાવાળો અને અનુભવથી મેળવેલા જ્ઞાનની મદદથી દેશ, કાળ, અને સ્થિતિને અનુસરી જોઈએ તેટલા અને તેવા ફેરફાર કરી લઈ શકે તેવી શક્તિવાળો.

ત. મધુર, અસરકારક, અને આકર્ષક અવાજવાળો, વિનયશીલ અને વિદ્યાદેવીનો સતત ઉપાસક.

થ. *માબાપ સાથે હળીમળી કામ લેવાની આવડતવાળો.

દ. વખતને અનુસરી ગભરાયા વિના તુરતાતુરત ઉપાય યોજી, તેને કામે લગાડી દેવાની શક્તિવાળો.

ધ. બિનઅનુભવી શિક્ષકોનો નેતા અને તેઓના આદર્શરૂપ.

ન. શિષ્યો, હાથ નિચેના શિક્ષકો તેમજ રાજ્ય અને રાજા તરફના ધર્મ અને જવાબદારી સમજનારો.

પ. પોતાના પવિત્ર અને આબરૂદાર ધંધાને, પગાર ખાતર નહિ પણ ધંધા ખાતરજ ચાહનારો.

ફ. પોતાનું કામ ક્યારે, શા માટે, કેવી રીતે, અને કોને માટે, કરવાનુ છે તેની સમજણવાળો.

**૩. શિક્ષની સત્તા.**

નિશાળમાં, શિષ્યો શિક્ષકને અગત્યનું માણસ ગણે છે, અને તે વ્યાજબી છે. સત્તાનો કે હુકમનો અનાદર કરવાનું વલણ સાધારણ રીતે શિષ્યોમાં હોતું નથી. શિક્ષકે પોતાની સત્તાનો સદુપયોગ કરતાં જાણવું જોઈએ. સત્તાના દુરુપયોગથી શિક્ષકની પ્રતિષ્ઠાની હાનિ અને શાળામાં

---

૧. *નિશાળમાં ઇનામના મેળાવડા વખતે અગર બીજા કોઈ પ્રસંગે વિદ્યાર્થીના માબાપને બોલાવવાથી.

૨. ચેતવણી આપ્યા છતાં પાઠ કરવામાં આળસ કે બેદરકારી માટે તેમના ઉપર ચીઠ્ઠી લખી મોકલવાથી.

૩. ગંભીર પ્રકારના ગુન્હા માટે વખતસર લેખી ચેતવણી મોકલી આપવાથી, અને

૪. વિદ્યાર્થીના અભ્યાસ સંબંધે નિયમિતપણે 'અભ્યાસપત્રક' મોકલી, જોઈતી માહિતી પૂરી પાડવાથી, હરકોઈ શિક્ષક શિષ્યનું અને પોતાની નિશાળનું ભલું કરી શકે છે. એટલુંજ નહિ પણ તેવોજ શિક્ષક દરેક રીતે પોતાના ધંધામાં વિજયી નીવડી શકે છે.

અસંતોષ અને કડવાશ તેમજ છેવટે ઘણોજ ગેરબંદોબસ્ત થાય છે. સત્તાના સદુપયોગથી આડકતરી રીતે શિષ્યોને નીતિનું શિક્ષણ મળે છે. તેઓની ન્યાયબુદ્ધિ પોષાય છે, અને સત્તા તરફ માનની લાગણીથી જોવાના વલણને સંગીન પુષ્ટિ મળે છે, **શિક્ષકનું એક વખતનું અન્યાયી વર્તન સો બોધદાયક ભાષણોની સામટી અસર ભુસી નાખવા સમર્થ છે.**

૪. શિક્ષણપદ્ધતિ.

શિક્ષણના બને તેટલા નિયમો પાળવા અને અનુભવમાં મૂકવા પ્રયાસ કરો. આ નિયમો '**શિક્ષણના મુખ્ય નિયમો**' એ નામના મથાળા પછી ચર્ચેલી બાબતોમાં આગળ ઉપર આપવામાં આવ્યા છે.

---

## शिक्षक अने वर्गनो बंदोबस्त.

શિક્ષક ગમે તેવો વિદ્વાન્ હોય, છતાં તેનામાં બંદોબસ્ત રાખવાની શક્તિ હોય નહિ તો તેનું શિક્ષણ નકામુ થઈ પડે છે, વિષયને રસિક કરવાથી વિદ્યાર્થી ધ્યાન આપે છે એ વાત ખરી, છતાં આ પ્રકારની આવડત ઉપરાંત શિક્ષકમાં બંદોબસ્ત રાખવાની શક્તિ હોવી જોઈએ એ નિર્વિવાદ છે. **ઉત્તમ શિક્ષકમાં** ત્રણ ખાસ ગુણોની આવશ્યક્તા છે.

૧. વિષયનું જ્ઞાન.

૨. વિષયને રસિક કરવાની આવડત પદ્ધત્તિ.

૩. બંદોબસ્ત રાખવાની આવડત કે કળા.

કેટલાક શિક્ષકોમાં બંદોબસ્ત રાખવાની સ્વાભાવિક શક્તિ હોય છે, પરન્તુ જેઓનામાં આવી શક્તિ સ્વાભાવિક નથી, તેઓએ નિરાશ થવાની જરૂર નથી. બંદોબસ્ત રાખવાની કળા બીજી કળાઓની માફક

શીખી શકાય છે. આ કળા ખંત અને દઢ નિશ્ચયથી પ્રાપ્ત કરી શકાય છે. શિક્ષકને પોતાની શક્તિમાં યોગ્ય વિશ્વાસ રાખવાની જરૂર છે, અને શિષ્ય તરફ કડક-નહિ કે ક્રૂર કે દિલસોજી વિનાના-થવાની જરૂર છે. દરેક ડાહ્યા શિક્ષકને માતાની પેઠે માયાળુ થવાની જેટલી જરૂર છે, તેટલીજ જરૂર પિતાની કરડી નજર રાખવાની પણ છે.

---

## શિક્ષક અને શિક્ષા.§

ઉપર જે ત્રણ ખાસ ગુણો ગણાવ્યા છે, તેનો જે શિક્ષકમાં અભાવ હોય છે, તે શિક્ષક, વર્ગમાં બંદોબસ્ત જાળવી શકતો નથી; પરિણામે તેવા શિક્ષકને શિક્ષાનુ અણગમતું અને ઘણે ભાગે અનિષ્ટ સાધન વાપરવું પડે છે. કેટલીક વખત સારા શિક્ષકને પણ શિક્ષાની જરૂરજ પડે છે. શિક્ષા કરવાના થોડા પ્રસંગ આવે, માટે નીચેની કેટલીક બાબતો દરેક શિક્ષકે લક્ષમાં રાખવા લાયક છેઃ—

ક. ઘણોજ વિચાર કરીને હુકમ આપો કે નિયમ બાંધો.

ખ. ન પાળી શકાય એવા હુકમ કે નિયમ કરો નહિ.

ગ. હુકમ આપ્યા પછી કે નિયમ નક્કી થયા પછી તેનો અમલ યથોચિત જોઈએ એ બાબતમાં ઘણા ચોકસ રહો.

ઘ. આપેલા હુકમ અને બાંધેલા ધારા એકદમ અને બબડ્યા વિના, પળાવા જોઈએ. સંપૂર્ણ વિચાર અને અનુભવ પછી કરેલા હુકમ કે ધારા પળાવવામાં મુશ્કેલી નડવાનો સંભવ નથી.

---

§ 'A school is primarily a training place, and punishment one of the methods of training, to be used when necessary.'

P. WREN.

ડ. વર્ગની અંદર જે હુકમ આપો તે ગંભીરપણે, દૃઢતાથી અને તમારા પોતાનામાં યોગ્ય વિશ્વાસ રાખી આપો.

ઢ. હુકમ આપવામાં અન્યાય કે પક્ષપાતનો ભાસ પણ ન હોવો જોઈએ.

---

## शिक्षा करवानी जरूर.*

આટલું કરવા છતાં જ્યારે નિયમનો ભંગ કે શિક્ષકની સત્તાનો અનાદર થાય છે, ત્યારે ગુન્હો કરનારને સુધારવા ખાતર અને બીજા વિદ્યાર્થીઓને તેવો ગુન્હો કરતાં અટકાવવાના ઉદ્દેશથી કોઈ પણ પ્રકારની શિક્ષા કરવાની જરૂર તો પડેજ છે. સારી શાળાઓમા શિક્ષા કરવાના ઘણાજ થોડા પ્રસંગ આવે છે એ ખરૂં, છતાં શાળામાં કોઈ પણ વખતે કોઈ પણ પ્રકારની શિક્ષા કરવાનો પ્રસંગ નજ આવે એમ બનવું સંભવિત નથી. જો આમજ છે તો કોણે, ક્યારે, ને કેવા પ્રકારની શિક્ષા કરવી એ પ્રશ્નો પણ ઉદ્ભવે છે.

શિક્ષા કરતા પહેલાં નીચેની થોડી બાબતો લક્ષમાં રાખવા જેવી છે.

### अ. નિયમનો ભંગ કે હુકમનો અનાદર થવાનું કારણ શોધી કાઢો.

વિદ્યાર્થીએ ક્યાં ભૂલ કરી છે, અને શા કારણથી કરી છે તે જાણવું ઘણું જરૂરનું છે. નિયમ કે હુકમ અનિશ્ચિત રૂપમાં, ઘટતા

---

* 'School punishment is not vengeance Its object is training the wrong-doer, next the training the other boys by his example. But he and others are to be deterred from committing the offence again.'

THRING.

ગાંભીર્ય કે જોઈતી દઢતા વિના આપવામાં આવ્યો હોય, વિદ્યાર્થીનું શરીર અસ્વસ્થ હોય, અથવા શોક, બીક, ગભરાટ, વગેરે લાગણીઓથી મનની સ્થિતિ સારી ન હોય, ત્યારે હુકમ કે નિયમનો ભંગ થવાનો સંભવ છે.

**च. શરૂઆતમાં નરમ ઉપાય વાપરો.**

જ્યાંસુધી ધીમે સાદે કામ સરતું હોય ત્યાંસુધી ધમકીનો ઉપયોગ કરો નહિ. એકાંતમાં ઠપકાના બે બોલ કહેવાથી ગુન્હેગાર ઉપર ઘણી વેળા જાદુઈ અસર થાય છે, અને તેને પશ્ચાતાપ કરવાનો વખત મળે છે. ગંભીરપણે નાખુશી બતાવવાથી પણ ઘણા વિદ્યાર્થી ઉપર સંગીન અસર થાય છે. ભલમનસાઈ, દિલસોજી, અને માયાથી–(નહિ કે ભોળપણુ, લાડ કે ખોટી દયાથી) જેટલે દરજ્જે ગુન્હા અટકાવી શકાય છે તેટલા શિક્ષાથી અટકાવી શકાતા નથી.

**क. મારી આપી ચેતવણી આપો.**

ફક્ત પહેલાજ વાંક માટે શિખામણ આપી મારી આપવાથી ગુન્હેગારના મન ઉપર ઘણી વેળા સારી અસર થાય છે. મારી આપ્યા પછી જો વિદ્યાર્થી ફરીથી ગુન્હો કરે તો તે સખત શિક્ષાને પાત્ર ઠરે છે.

**ह. ગુન્હેગારના વિચાર અને વર્તન શુભ દિશામાં વાળો.**

અમુક ગુન્હો કયા ઉદ્દેશથી, કેવી જાતના માનસિક વલણુથી, વિચારપૂર્વક કે અવિચારીપણે–કરેલો છે તે પણ જાણવાની જરૂર છે. માત્ર બહારના ઉપાયથી–ભય, તાડન, વગેરેથી–જોઈએ તેવું કામ થતું નથી. જ્યાંસુધી વિદ્યાર્થીનાં અંતઃકરણ શુદ્ધ અને નિખાલસ કરવાના ઉપાય કામે લગાડવામાં આવ્યા નથી, જ્યાંસુધી તેઓને પોતાની ઇચ્છા ઉપર સંયમ રાખવાની ટેવ પાડવામાં આવી નથી, તેમજ જે કંઈ ખોટું છે તેના તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવાની અને જે કંઈ

સારૂં, સુંદર અને ભવ્ય છે તેના તરફ માન અને પ્રેમની લાગણીથી જોવાની ટેવ પાડવામાં આવી નથી, ત્યાંસુધી માત્ર બહારના ઉપાયો કામચલાઉજ ગણી શકાય.

## शिक्षाना प्रकार.

શિક્ષાના સંબંધમાં અનેક બાબતોનો વિચાર કરવાની જરૂર પડે છે;-જેવીકે, વિદ્યાર્થીની ઉમર, તેનો સ્વભાવ, ગુન્હો કરવાનું કારણ, કેવા સંજોગો વચ્ચે ગુન્હો થયો છે વગેરે. કેટલાક શિક્ષકો સાદી છતાં અસરકારક શિક્ષા કરવાની કળામાં પ્રવીણ હોય છે. ઘણી વેળા સમયસૂચકતાનો તેઓ બહુ સારો ઉપયોગ કરી જાણે છે, પરન્તુ બધા શિક્ષકોમાં એક સરખી આવડત ન હોવાથી શિક્ષાના કેટલાક પ્રકાર અને તેના ગુણદોષનું ટુંકું વિવેચન અહિં અસ્થાને નહિ ગણાય.

ગંભીર પ્રકારના વાંક માટે અને જે ભૂલ ગંભીર પ્રકારની ન હોય તેને માટે એ પ્રમાણે આપણે શિક્ષાનું સ્થૂલ વર્ગીકરણ કરીશું.

### अ. ઠપકો.

ઠપકાથી થતી અસર વિષે પહેલાં થોડું કહેવાઈ ગયું છે. ઠપકો આપતી વેળા 'વિદ્યાર્થીને શરમાવી નાખવાની' યુક્તિ પણ ઘણી સફળ નીવડે છે. '**તમે** થઈને આવું કામ કરો એતો ઘણીજ નવાઈની વાત' 'હું નહોતો ધારતો કે **તમે** આવી ભૂલ કે આવું આચરણ કરશો' (આશ્ચર્ય અને નાખુશી સહિત) 'તમે આ શું કર્યું ? આમ કરવું ઘણું શરમભરેલું છે, તમને આ છાજે નહિ' આવી કોઈ પણ રીતનો ઉપયોગ ઘણીવાર ફળદાયક નીવડે છે. કેટલાક શિક્ષકો 'મેણાં મારવા' નો અને વિદ્યાર્થીનાં અમુક પ્રકારનાં લાંછન લગાડે તેવાં નામો પાડવાનો કે અણઘટતા શબ્દોનો ઉપયોગ છૂટથી કરે છે. મને

આ યુક્તિ અયોગ્ય જણાય છે, કારણ કે તે ઠપકો આપવાની હલકા પ્રકારની યુક્તિ છે, અને વિદ્યાર્થીના મન ઉપર તેવાં મેણાંની ખોટી અસર થવાથી શિક્ષક તરફ અભાવ અને તિરસ્કાર ઉત્પન્ન થવાનો ભય રહે છે. ઠપકો આપવા સંબંધે બીજી કેટલીક વિશેષ સૂચના ઉપયોગી જણાવાથી અહિં આપવી ઉચિત ધારી છે. સાધારણ રીતે એકાંતમાં ઠપકો આપવાથી જોઈએ તેવી અસર થાય છે, અને વિદ્યાર્થીને બીજાની સમક્ષ માનભંગ થયા સિવાય ભવિષ્યમાં સુધરવાની તક મળે છે. જરૂર પડે તોજ બધાના દેખતાં વિદ્યાર્થીને ઠપકો આપવો. જાહેરમાં ઠપકો મળવાથી વિદ્યાર્થી બીજાની નજરમાં હલકો પડે છે. જાહેરમાં કરેલી કોઈ પણ પ્રકારની શિક્ષાથી વિદ્યાર્થીના સ્વભાવ પ્રમાણે એ જુદી જુદી જાતની અસર થાય છે એ અનુભવસિદ્ધ વાત છે. કેટલાક લાગણીવાળા વિદ્યાર્થીને જાહેરઠપકાથી ઘણુંજ શરમાવા જેવું લાગે છે, અને આવી લાગણી થવાથી તેઓ ત્વરાથી પોતાની ભૂલ સુધારે છે, અને પશ્ચાત્તાપ કરી તેવી કે બીજી કોઈ પણ ભૂલ ન થાય તેને માટે ઘણી કાળજી રાખે છે. આવા જાહેરઠપકાથી કેટલાક વિદ્યાર્થી વધારે બુઠ્ઠા, નઠોર, અને નફટ બની જાય છે. આટલા ઉપરથી જાહેરમાં શિક્ષા કરતા પહેલાં વિદ્યાર્થીના સ્વભાવનું બારીક અવલોકન કરી તેના સ્વભાવની ખાસીયત જાણવાની દરેક શિક્ષકને કેટલી બધી જરૂર છે એ સ્પષ્ટજ છે.

**ઘ. વર્ગમાં જગ્યા ઉતારવી; ઉભા રાખવું; આરામની છૂટીના વખતમાં કે નિશાળ છૂટ્યા પછી રોકી રાખવું; લખવા આપવાની શિક્ષા કરવી.**

આ શિક્ષાઓ ઘણી સામાન્ય છે; અને ઉપયોગી પણ તેટલીજ છે. વર્ગમાં ધ્યાન નહિ આપવા માટે, મુખપાઠ કે તેવો કોઈ પાઠ

તૈયાર નહિ કરી લાવવા માટે, મોડા આવવા માટે, વાતો કરવા માટે કે ઉઠવાબેસવા કે બોલવાના નિયમોનો ભંગ થવા માટે, આવી શિક્ષાઓ કરી શકાય, અને વારંવાર કરવામાં પણ આવે છે. આ શિક્ષાના સંબંધમાં કેટલીક બાબતો વિચારવા જેવી છે.

**૧. વર્ગમાં જગ્યા ઉતારવી.**

આ શિક્ષા સાધારણ રીતે અસરકારક છે, પરન્તુ વિશેષે કરીને ઉપરના નંબરોમાં આ પ્રકારની શિક્ષા અમૂલ્ય નીવડે છે.

**૨. ઉભા રાખવું.**

શરીર કે મનની સ્થિતિ અસામાન્ય હોય, ત્યારે આ પ્રકારની શિક્ષા નહિ કરવા સંભાળ રાખવી. બહુ લાંબા વખત સુધી ઉભા રાખવાની શિક્ષા કરવી નહિ. જરૂર પડે તો શિક્ષાને વધારે તીવ્ર બનાવવા વિદ્યાર્થીને પોતાની જગ્યા ઉપર ઉભો નહિ રહેવા દેતાં તેને જુદો તારવી કાઢી વર્ગને છેડે અથવા તદ્દન અલગ ઉભો રાખવો.

**૩. આરામની છૂટીના વખતમાં કે નિશાળ છૂટયા પછી રોકવું.** ધારો કે કોઈ વિદ્યાર્થીએ તૈયાર કરવા આપેલો મુખપાઠ તૈયાર કર્યો નથી, તો તેવા વિદ્યાર્થીને પોતાનો રમતગમત અને આરામના વખતનો ભોગ આપવાની ફરજ પાડી તે વખતમાં તેની પાસે પાઠ તૈયાર કરાવવો. આવી રીતે તૈયાર કરવા કહેલા પાઠ બરાબર થાય છે કે કેમ તે સંભાળપૂર્વક જોઈ જવાનું કોઈ શિક્ષકે કદાપિ ભૂલી જવાનું નથી. (આ બાબતમાં બેદરકારી રાખવાથી લાભને બદલે ગેરલાભ થાય છે.) આવા પ્રકારની શિક્ષા વારંવાર કરવી નહિ જ, કારણ કે વિદ્યાર્થીનો રમતગમતના કે કસરતના વધારે વખત લઈ લેવાથી તેને શારીરિક અને તેને પરિણામે માનસિક નુકસાન થાય છે.

### ૪. લખવા આપવાની શિક્ષા કરવી.

આ શિક્ષાના સબંધમાં બે પ્રશ્ન ઉદ્ભવે છે. પાઠની તૈયારી કરી ન હોય ત્યારેજ આ જાતની શિક્ષા કરવી, કે બીજા કોઈ વાંક માટે પણ આ જાતની શિક્ષા કરવી યોગ્ય છે? બન્ને પ્રકારના ગુન્હા માટે આ પ્રકારની શિક્ષા કરવામાં આવે છે એ વાત શિક્ષકવર્ગમાં તો સુપ્રસિદ્ધ છે, અને તેમ કરવામાં તેઓ કંઈ ભૂલ કરતા હોય એમ લાગતું નથી, પણ આ જાતની શિક્ષાના સંબંધમાં બીજા બે પેટા-પ્રશ્ન ઉભા થાય છે. પાઠની તૈયારી ન કરવા બદલ લખવા આપવાની શિક્ષા કરી હોય, તો જે પાઠ તૈયાર ન કર્યો હોય તેનો તેજ પાઠ લખવા આપવાની શિક્ષા કરવી યોગ્ય ગણાય, કે પાઠ ન કરવાની બેદરકારી માટે બીજું કંઈ અરુચિકર એવું લખવા આપવાની શિક્ષા યોગ્ય કહેવાય? કેટલાકનું એવું માનવું છે કે કંઈક અજાણ્યું અને અરુચિકર લખવા આપવાથીજ ખરી શિક્ષા કરી કહેવાય, અને તેવી શિક્ષા શિષ્યના બેદરકાર વર્ત્તનને સુધારવા પૂરતી ગણાય. આ મત ભૂલભરેલો જણાય છે. આમ કરવાથી માત્ર શિક્ષાજ થાય છે, અને શિક્ષા કરવી એટલે કંઈ વેર વાળવાનું નથી. શિષ્ય લખવામાં જે વખત અને શ્રમ લે છે તેના બદલામાં તેણે નહિ કરેલા પાઠમાં કંઈ સુધારો થતો નથી. બીજી અનેક બાબતોની પેઠે આમાં પણ 'એક પંથ ને દો કાજ' જેવું કંઈ થાય તો શું ખોટું? નહિ કરેલો પાઠ બેચાર વખત લખવા આપવાથી શિક્ષાની શિક્ષા થાય છે, અને વળી તે પાઠ કેટલેક દરજ્જે તૈયાર પણ થાય છે. લખવા આપવાની શિક્ષા કર-વામાં આ ખામી પણ છે, કે વિદ્યાર્થી લખવા આપેલું ઉતાવળે ઘસડી કાઢે છે, અને આથી તેના અક્ષરનો મરોડ બગડે છે. સૌથી સારો રસ્તો એ છે કે ગદ્ય અથવા પદ્યના અમુક ફકરા મોંએ કરી લાવવા અથવા તેમાંના શબ્દના અર્થ કોશમાંથી કાઢી લાવવા કહેવું.

**ક. વર્ગમાંથી ટુંક મુદ્દત કે લાંબી મુદત માટે કાઢી મૂકવું; તાડન કરવું; વર્ગ ઉતારી મૂકવો; નિશાળમાંથી કાઢી મૂકવું.**

વિષય આગળ ચલાવતા પહેલાંજ કહી દેવું જોઈએ કે આ જાતની શિક્ષા કરવાનો પ્રસંગ નજ આવે તેમાં શિક્ષકની ખૂબી અને શાળાની પ્રતિષ્ઠા છે. કોઈ કોઈ શાળામાં ક્વચિત્ ક્વચિત્ આવી શિક્ષાના પ્રસંગો આવે છે એ વાત સુવિદિત છે, માટે આ અરુચિકર બાબતની ચર્ચા કરવી છોડી દેવી એ શિક્ષકવર્ગને કેળવણીની માત્ર ઉજળી બાજુ બતાવી, આડે રસ્તે દોરવા જેવું છે.

**૧. વર્ગમાંથી ટુંકી કે લાંબી મુદ્દતને માટે કાઢી મૂકવું.**

જાતે આ શિક્ષાની વિરુદ્ધ છું. કારણ કે શિક્ષકની નજર બહાર ગએલો વિદ્યાર્થી ઉલટો સ્વચ્છંદી, વધારે બેદરકાર ને નફટ બને છે. શિક્ષકની દેખરેખ નીચે વિદ્યાર્થીને અંકુશમાં રાખી સુધારવો એ ખરા શિક્ષકનું કર્તવ્ય છે. એટલુ પણ સ્વીકારવું જોઈએ કે આવી શિક્ષાથી અમુકજ વ્યક્તિ–વિચિત્ર વ્યક્તિ–વખતે સુધરી પણ જાય છે, અને વર્ગના બીજા વિદ્યાર્થીઓને તેના તોફાની વર્તણુકનો ચેપ લાગતો અટકી જાય છે.

**૨. તાડન કરવું–મારવું.**

આ પ્રકારની શિક્ષા કરવા માટે ઘણા ઉત્તમ, અનુભવી અને પ્રતિષ્ઠિત વિદ્વાનો તેમજ શિક્ષકો બિલકુલ વિરુદ્ધ હોય છે. ઉત્તમ શિક્ષકોને આવી શિક્ષા કરવાના પ્રસંગ નથી આવતા કે ક્વચિતજ આવે છે; પરન્તુ જ્યાં વિચારપૂર્વકની તોછડાઈ કે ઉદ્ધતાઈ જોવામાં આવે છે, જ્યાં શિક્ષકની અને શાળાની પ્રતિષ્ઠાને હાનિ પહોંચે તેવું વર્તન થતું જોવામાં આવે છે, ત્યાં આ જાતની શિક્ષા કરવાની જરૂર ઘણા ઉત્તમ અને અનુભવી શિક્ષક પણ પસંદ કરે છે. સદ્ભાગ્યે કેટલાક અવિચારી

શિક્ષક-નામના શિક્ષક-થી કરવામાં આવતી શિક્ષાઓની ઘણી રીતો§ લગભગ નાબુદ થઇ ગઇ છે. એક ઉત્તમ શિક્ષકના શબ્દો ઘણા બોધદાયક હોવાથી અહિં આપ્યા છે. તેઓ કહેતા કે હું મારા મેજમાં સોટી રાખું છું, અને જરૂર પડશે તો હું નક્કી વાપરીશ એમ શિષ્યો સમજતા હતા. આટલું બસ હતું. સદ્‌ભાગ્યે મારે તે સોટી વાપરવાનો પ્રસંગ આવ્યોજ નથી. શિક્ષકે હાથમાં સોટી લઇને નિશાળમાં પોલીસની માફક પહેરો ભરવાનો નથી. વારંવાર સોટીનાં દર્શન થવાથી તેનામાં રહેલો ચમત્કાર પણ નષ્ટ કે નષ્ટપ્રાય: થઇ જાય છે. અમુક ગુન્હા માટે સોટીનો ચોક્કસ ઉપયોગ થશે એટલી ધાસ્તીજ પૂરતી છે. સોટીનો ઉપયોગ કરવાનો અધિકાર માત્ર મુખ્ય શિક્ષકનેજ હોવો જોઇએ.

**૩. * વર્ગ ઉતારી મૂકવો; નિશાળમાંથી કાઢી મૂકવું.**

આવી શિક્ષા મુખ્ય શિક્ષકથીજ થઇ શકે. સાધારણ રીતે ઉપલા

---

§ ગળામા પાટીઉ નાખી આખી નિશાળમાં ફેરવવાની, અથવા બધા દેખી શકે તેવી જગ્યામા મેજ ઉપર ઉભા રાખવાની, અંગુઠા પકડાવવાની કે કાન પકડાવી ઉભા રાખવાની કે કમ્મરમાંથી નીચા વળી ઉભા રાખવાની, અથવા અંગુઠા પકડાવી વાંસા ઉપર આંકડી મૂકી તે આંકડી પડી જાય તો તેનાથીજ તે વિદ્યાર્થીને મારવાની-ઝુડી નાખવાની (બિચારી આંકડીનો કેવો સદુપયોગ ! !) રીતો.

* And why should he be in a class the work of which he can not understand? Is it his fault that he is there? He did not promote himself. P. WREN.

Where is training in expulsion & where is the boy to go?'

' On the other hand it is still to be remembered that, occasionally, expulsion must be resorted to for the good of the school, though it is not for the good of the expelled one; but it must be when everything else has failed, including severe corporal punishment.' P. WREN.

ધોરણમાં ચઢાવ્યા પછી વિદ્યાર્થી લાંબા વખત સુધી તે ધોરણના પાઠ કરતો ન હોય અથવા ધોરણ સાથે સાથે ચાલવા અસમર્થ હોય, ત્યારે ઘણુંકરી વિદ્યાર્થીને નીચેના વર્ગમાં ઉતારી મૂકવામાં આવે છે. ઉપલા ધોરણમાં ચઢાવ્યા પછી નબળા અભ્યાસના કારણસર પણ કોઈ વિદ્યાર્થીને નીચેના ધોરણમાં ઉતારવામાં શિક્ષકની ઘણી કફોડી સ્થિતિ થઈ પડે છે. આમ કરવા કરતાં નબળા વિદ્યાર્થીને એક ધોરણમાં બે વર્ષ રાખવો એ વધારે સહિસલામત છે. શિક્ષક તરફના ઉદ્ધત વર્તન માટે કે બીજા કોઈ ગંભીર ગુન્હા માટે પણ કેટલાક શિક્ષકો વર્ગ ઉતારવાની શિક્ષા કરે છે. શિક્ષાની આ રીત પસંદ કરવા જોગ તો નથીજ. બધા સાધારણ ઉપાય વાપર્યા છતાં, માબાપ અગર વાલીને લખી કે રૂબરૂ ચેતવણી આપી તેમનાં ફરજંદને સુધારવાની એકથી વિશેષ તક આપ્યા છતાં, તેઓ વારવાર ગંભીર ગુન્હા કરતા જણાય, અને આ પ્રમાણે આખી નિશાળને ચેપરૂપી નીવડવા દરેક રીતનો ભય રહેતો હોય, તોજ આ પ્રકારની સખતમાં સખત શિક્ષા કરી શકાય. શિક્ષકે ભૂલી જવાનું નથી કે તેનું કામ વિદ્યાર્થીને નિશાળમાં રાખી સુધારવાનું છે, નહિ કે નિશાળમાથી કાઢી મૂકી વિદ્યાર્થીને સુધારવાની જવાબદારીમાંથી વહેલા વહેલા મુક્ત થવાનુ, અને વિદ્યાર્થીની જિંદગી સુધારવાને બદલે તેને કાયમને માટે અધમાવસ્થાએ પહોંચાડવાનું.

શિક્ષા સંબધે થોડીએક બાબતો કહી આ વિષય પૂરો કરીશું.

૧. ગુસ્સામાં હો ત્યારે કોઈ પણ જાતની શિક્ષા કરો નહિ.

૨. અંગત કારણોને વશ થઈને કે ઈર્ષાથી શિક્ષા કરો નહિ.

૩. ગુન્હાના પ્રમાણમાં શિક્ષાનું ધોરણ નક્કી કરી રાખો.

૪. આ ધોરણમાં સબળ કારણો સિવાય ફેરફાર કરો નહિ.

૫. શિક્ષા કરો નહિ, પણ જો કરવાનો પ્રસંગજ આવે તો તે ગુન્હાના પ્રમાણમાં પૂરતી, અને અસરકારક શિક્ષા કરો.

૬. નાખુશી બતાવી ગંભીરપણે શિક્ષા કરો.

---

## વર્ગમાં પાઠ ચાલતો હોય તે વેળા શિક્ષકે ધ્યાનમાં રાખવા જોગ કેટલીએક સૂચના.

૧. શિક્ષણ આખા વર્ગને આપવાનું છે એ વાત ભૂલી જાઓ નહિ.

૨. વર્ગને શિક્ષક વિનાનો રાખો નહિ. શિક્ષણ આપતી વેળા બીજા કશામાં ધ્યાન આપો નહિ.

૩. મંદ છોકરાઓને વધારે પ્રશ્ન પૂછો.

૪. સંભળાય તેટલા ઘાંટાથી, ચાલાકીથી અને સ્પષ્ટ ઉચ્ચાર કરી બોલો.

૫. જે કંઈ કહેવું હોય અથવા હુકમ આપવો હોય તે સ્પષ્ટ જોઈએ.

૬. કાળા પાટીઆનો ઉપયોગ કરવાનુ લક્ષમાં રાખો.

૭. વર્ગમાં હરફર કરો નહિ. તેમજ વિદ્યાર્થીને પણ પોતપોતાની જગ્યા ખાસ કારણ સિવાય છોડવા દો નહિ.

૮. અમુક જાતના શબ્દો વારંવાર વાપરો નહિ કે અમુક જાતની અવયવની હીલચાલ વારંવાર કરો નહિ.

૧. શિક્ષણ આખા વર્ગને માટે છે. એક કે બે છોકરા તરફ ધ્યાન આપવામાં આવે અગર તેઓનેજ પ્રશ્ન પૂછવામાં આવે કે કંઈ સમજાવવામાં આવે તો બાકીના વિદ્યાર્થીઓનું ધ્યાન ગમે ત્યાં ભટકે છે, અને આ રીતે વર્ગમાં અવ્યવસ્થા થાય છે. પ્રશ્ન પૂછવાની પણ

જુદી જુદી રીત છે. પ્રશ્ન પૂછો પણ કોઈ અમુક વિદ્યાર્થીને નહિ. આખા વર્ગમાંથી હરકોઈને પ્રશ્ન પૂછવામાં આવશે એવું શિષ્યો જાણતા હોય છે, તો બધા સાથે ધ્યાન આપતાં શીખે છે. વાચનમાં દરેક વિદ્યાર્થીની ફરજ છે કે વાચનારની ભૂલ કાઢવી. ભૂલ કાઢનારે ભૂલ કાઢી છે તેનું બતાવવા તેણે પોતાનો હાથ ઉંચો કરવો. જે શિષ્યનું ધ્યાન ન હોય તેને પકડી કાઢી તેનેજ પ્રશ્ન પૂછવો, અને તેની બેદરકારીને માટે તેને ઠપકો આપી ધ્યાન આપવા કહેવું. અમુક પ્રશ્નો પૂછ્યા પછી તેનેજ ફરીથી પૂછેલો પ્રશ્ન ફરીથી કહેવા કે તેનો ઉત્તર આપવા કહેવું. તે ધ્યાન આપે છે કે કેમ એ તરત જણાઈ આવશે. શિક્ષકની નજર એક જણને પ્રશ્ન પુછ્યો હોય તોપણ ચારે તરફ ફરતી રહેવી જોઈએ.

૨. આ બાબત ઉપર વિશેષ વિવેચનની જરૂર નથી, કારણ તેનું ખરાપણું બધા સમજી શકે છે.

૩. કેટલાક શિક્ષકને એવી ટેવ હોય છે કે ચાલાક વિદ્યાર્થીને વધારે પ્રશ્ન પૂછવા, અને પોતાનો પાઠ સારો દેખાડવો. આથી પાઠ સારો થવાને બદલે બગડે છે. મંદ શિષ્યને પ્રશ્ન પૂછી તેને રસ્તો બતાવી તેની પાસેથી જોઈતી હકીકત કઢાવાય, ત્યારેજ ખરૂં શિક્ષણ આપ્યું કહેવાય. એકનો એક પ્રશ્ન ફેરવીને પૂછવાથી કે સૂચક પ્રશ્નો વડે મંદ વિદ્યાર્થીને સમજાવી શકાશે. ચંચળ વિદ્યાર્થી જવાબ આપે છે તેથી શિક્ષક પોતાનો પાઠ સફળ થયો સમજે છે, પણ આ એક જાતની ભ્રાંતિ–ખોટી સમજ–છે, કારણ **ઠોઠ શિષ્યો સમજે ત્યારેજ પાઠ પૂરેપૂરો સફળ થએલો ગણાય.**

૪–૫. જે હુકમ આપો તે બધાથી સમજાય તેવી રીતે આપો. ઘણી વેળા વિદ્યાર્થી હુકમ નહિ સમજવાથી હુકમ પાળી

શકતા નથી. હુકમનું અપમાન કરવું એ વલણ સાધારણ રીતે વિદ્યાર્થીમાં હોતું નથી. વિદ્યાર્થીને બ્હાનું મળે નહિ અને આપણે આપણા હુકમ ચોક્કસપણે પળાવી શકીએ, માટે હુકમ સ્પષ્ટ ભાષામાં અને ચોક્કસ અર્થવાળાજ આપવા. ખાસ કરીને શિક્ષક કે શિષ્યોની ભાષાઓ જુદી હોય, ત્યારે અને નીચેના ધોરણોમાં આ નિયમ ઘણોજ ઉપયોગી છે.

૬. શિક્ષણના વિષયમાં એક પણ વિષય એવો નથી કે જેમાં **કાળાપાટીઆનો ઉપયોગ** કરવો ન પડે. શિક્ષણને સચોટ અને રસિક કરવા કાળું પાટીઉં એક અગત્યનું સાધન છે. જે કંઈ સમજાવવું હોય તે પાટીઆ ઉપર લખવાથી કે દોરવાથી તે બાબતનું જ્ઞાન ચોક્સ અને સંગીન થાય છે. આ ઉપરથી એટલુ નક્કી થાય છે કે દરેક શિક્ષકને પોતાના પાઠ પાટીઆ ઉપર સારી રીતે સમજાવવા પૂરતું ડ્રોઈંગનું જ્ઞાન પણ જોઈએ. ડ્રોઈંગનો વિષય ટ્રેનિંગ કોલેજોમાં ફરજીઆત થયો છે, એ ઘણુંજ ગોગ્ય થયું છે એ આ ઉપરથી સમજાશે. **પાટીઆ ઉપર જે લખવું હોય તે મોટા અને સ્પષ્ટ અક્ષરે લખવું. શબ્દો છૂટા છૂટા લખાય, પગથીઆં મુજબ લખાય, સ્પષ્ટ અને જરૂર પડે ત્યાં નાના (ન વંચાય તેવા છેક ઝીણા નહિ) અને મથાળા વગેરેમાં મોટા લખાય, સીધી લીટીમાં લખાય, અને શુદ્ધ જોડણીથી તેમજ ત્વરાથી લખાય, તો ઘણુંજ સારૂં.** પાટીઆ ઉપર એવી રીતનો પ્રકાશ ન પડવો જોઈએ કે જેથી બધા વિદ્યાર્થીને જોતાં હરકત પડે; એટલે પાટીઆને યોગ્ય સ્થળે રાખવું જોઈએ. +, ×, =, વગેરે ચિહ્નો બરાબર મૂકી લખવું.

સુધારેલી ભૂલો પાટીઆ ઉપર મોટા અક્ષરે લખવી. પાટીઆ ઉપર લખતી વેળા ઘણીજ ચાલાકીથી કામ કરવું જોઈએ. લખતી

વેળા પાટીઆ તરફજ ધ્યાન હોય અને છોકરાંઓ પાછળ વાત કરવા લાગે એમ પણ થવું ન જોઈએ. ચાલાકીથી કામ કરવાથી અને વચમાં વચમાં જે લખ્યુ હોય તે વાંચવાનું કહેવાથી આ મુસ્કેલી દૂર થશે. બને ત્યાંસુધી કાળા પાટીઆની એક બાજુએ ઉભી લખવું. નકશો બતાવતી વેળા પણ આ સૂચના ધ્યાનમાં રાખવી

૭. શિક્ષકે ખાસ કારણ સિવાય-(પાટીઆ ઉપર લખવા માટે કે નકશામાં અગત્યનાં સ્થળો બતાવવા માટે ) પોતાની જગ્યા છોડવી નહિ, તેમજ તેવા કંઈ ખાસ કારણ સિવાય શિષ્યોને તેમની જગ્યા છોડવા દેવી નહિ. શિક્ષક બધા વિદ્યાર્થિને બરાબર જોઈ શકે માટે તે બધાની ગોઠવણ શિક્ષકની સામેજ કરવી જોઈએ. નીચા છોકરા કે તોફાની છોકરા શિક્ષકની નજીકમાં હોય તેમ વધારે સારૂં. શિક્ષકની બાજુએ વિદ્યાર્થીની બેઠક હોય તે ઇચ્છવા જોગ નથી.

૮. એવો શિક્ષક ભાગ્યેજ મળી આવશે કે જેનામાં બોલતી વેળા, કે વર્ગની સમક્ષ કંઈ કાર્ય કરતી વેળા અમુક અમુક પ્રકારની ટેવો બંધાઈ ગઈ ન હોય. દરેક વાક્ય પછી કે પ્રશ્ન પછી અથવા ઉત્તર મળ્યા પછી "વારૂ" "બહુ સારૂં" "તમે સમજ્યા" અથવા એવા કોઈ શબ્દો વારંવાર વાપરવાની ઘણાને ટેવ પડી ગઈ હોય છે. કોઈ પણ વાત એકના એક રૂપમાં વારંવાર બોલવાથી કે કહેવાથી શુષ્ક અને કઢંગી લાગે છે, માટે આવી ટેવ છોડી દેવા બને તેટલો પ્રયાસ કરવાની જરૂર છે.

# શિક્ષણના મુખ્ય નિયમો.

## ૧. સાદી ભાષા વાપરો.

ઉપરના તેમજ નીચેના ધોરણમાં **ભાષા સરળ વાપરો.** પ્રશ્ન પૂછવામાં કે વિષયની સમજુતી આપવામાં **ટુંકાં વાક્યો વાપરો.** નવા કે અઘરા શબ્દો વાપરવાની જરૂર હોય તો વાપરવા, પરન્તુ તેના અર્થ બરાબર સમજાવવા. અઘરી ભાષાના દાખલા:—

"તેનું વર્ત્તન અનુકરણીય છે." સાદી ભાષામાં આજ વાક્ય, "તે વર્તે છે તેમ આપણે વર્ત્તવું જોઈએ." એ મુજબ બોલાય.

વાચનની સમજુતી વેળા **અઘરા શબ્દોનો ખુલાસો સહેલા શબ્દોથી** કરવો જોઈએ.

ખોટી રીત. સદાચરણ=સદ્‌વર્ત્તન.

ખરી રીત. સદાચરણ=સારૂં આચરણ.

---

## ૨. પ્રશ્નો પૂછી શિક્ષણ આપો.

### આરંભપ્રશ્ન.

કોઈ પણ વિષયની શરૂઆત કરતાં પહેલાં તે વિષયનું વિદ્યાર્થીને કેટલું જ્ઞાન છે તે જાણવા માટે શિક્ષક જે પ્રશ્નો પાઠ શરૂ કર્યા પહેલાં પૂછી જુએ છે તેવા પ્રશ્નો આરંભપ્રશ્ન કહેવાય.

આરંભપ્રશ્નોના નમુના. પાઠનો વિષય **"સરખેજ"**

અમદાવાદ બતાવો. અમદાવાદમાં તમે કોઈ રોજા જોયા છે? તે રોજાઓ શા માટે બાંધ્યા હશે? નકશામાં અમદાવાદની દક્ષિણ બાજુ બતાવો. પશ્ચિમ બતાવો. દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેના ખૂણાનું નામ આપો. આ ખૂણામાં સરખેજ શોધી કાઢી બતાવો.

---

## પ્રશ્નો કેવા હોવા જોઈએ ?

**અ. પ્રશ્નો ટુંકા અને સાદી ભાષામાં પૂછવા જોઈએ.**

જેમકે-અકબર પછી કોણ ગાદીએ આવ્યું ?

**બ. પ્રશ્નો નિશ્ચિત જોઈએ.**

**ખરાબ પ્રશ્નના નમુના.**

પ્ર. તમારી આસપાસ શું છે ?

ઉ. મારી આસપાસ છોકરા છે.

ઉ. મારી આસપાસ દિવાલ છે.

ઉ. મારી આસપાસ હવા છે.

પ્ર. તમારી આંખ ઉપર શું છે ?

ઉ. મારી આંખ ઉપર પોપચાં છે.

ઉ. ,, ,, ,, ભમર છે.

ઉ. ,, ,, ,, કપાળ છે.

**ક. પ્રશ્ન જુદા જુદા રૂપમાં પૂછાવા જોઈએ.**

નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમા ૧૯૧૧ની સાલમાં દિલ્હીમાં ગાદીએ બેઠા.

પ્ર. ૧૯૧૧માં દિલ્હીની ગાદી ઉપર કોણ બેઠું ?

પ્ર. ૧૯૧૧માં દિલ્હીની ગાદી ઉપર કયા શહેનશાહનો રાજ્યાભિષેક થયો ?

પ્ર. ૧૯૧૧માં દિલ્હીમાં કયો મોટામાં મોટો બનાવ બન્યો ?

પ્ર. હિન્દુસ્તાનના કયા શહેરમાં નામદાર પાંચમા જ્યોર્જ ગાદીએ બેઠા ?

પ્ર. નામદાર પાંચમા જ્યોર્જ ૧૯૧૧ની સાલમાં જે શહેરમાં ગાદીએ બેઠા તે શહેરનું નામ આપો.

પ્ર. દિલ્હી શહેરમાં કઈ સાલમાં નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જની રાજ્યાભિષેકની ક્રિયા થઈ?

**૬. પ્રશ્ન સૂચક જોઈએ.**

સૂચક પ્રશ્નના દાખલા નીચે મુજબ.

(આપણી ચારે બાજુ હવા છે એટલી વાત સમજ્યા પછી)

પ્ર. આ પ્યાલામાં (ખાલી પ્યાલો દેખાડી) કંઈ છે?

ઉ. હવા.

પ્ર. આમાં હવા છે તેની શી ખાત્રી?

ઉ. (નથી)

પ્ર. તમે હંમેશાં નાઓ છો?

ઉ. હા.

પ્ર. શામાં પાણી લઈને નાઓ છો?

ઉ. કળશ્યાની અંદર.

પ્ર. કળશ્યો પાણીની ડોલમાં બોળો છો, ત્યારે પહેલાં તેમાં હવા હોય છે?

ઉ. હા

પ્ર. શા ઉપરથી કહો છો કે તેમાં હવા છે?

ઉ. પાણીમાં કળશ્યો બોળવાથી હવા બુડબુડ અવાજ કરી બહાર નીકળી જાય છે તેથી.

પ્ર. ત્યારે આ પ્યાલામાં હવા છે કે નહિ તેની ખાત્રી કરી કહી શકશો?

ઉ. હા, પ્યાલાને પાણીમાં ડુબાડવાથી હવા બહાર નીકળી જશે.

**સૂચક પ્રશ્ન બીજો.**

પ્ર. સર્પના ભીંગડાં ઉપર પાતળાં ને પેટ નીચે જાડાં શા માટે?

ઉ. (નથી).

પ્ર. તમે માથે ટોપી પહેરો છો તે શાની બનાવેલી છે ?

ઉ. મખમલની.

પ્ર. તમારા જોડાનાં તળીઆં શાનાં બનાવેલાં છે ?

ઉ. ચામડાનાં.

પ્ર, જો તમારી ટોપી જાડા ને મજબુત ચામડાની બનાવી હોત અને તમારા જોડાનાં તળીઆં મખમલના કર્યા હોત તો શું થાત ?

ઉ. જોડા ઘસાઈને ફાટી જાત.

પ્ર. ત્યારે હવે તમે કહેશો કે સર્પનાં ભીંગડાં પેટ તળે શા માટે જાડાં છે ?

ઉ. હા, જો તે પાતળાં હોત તો સર્પનુ પેટ છોલાઈને વ્હેલુ ફાટી જાત ને સર્પ મરી જાત.

**ઈ. પ્રશ્નનો ઉત્તર એકજ જણ પાસેથી માગો.**

પ્રશ્ન પૂછવાની ઢબ એવી જોઈએ કે જેને પ્રશ્ન પછ્યો હોય તેના તરફથીજ ઉત્તર મળવો જોઈએ. એક સાથે બધા બોલી ઉઠે તેવી પદ્ધતિ અયોગ્ય છે ને વર્ગમાં બંદોબસ્ત નથી એવું દેખાડી આપે છે.

**ફ. પ્રશ્ન પૂછવામાં આંખ ને માત્ર નિશાનીનો ઉપયોગ કરો.**

**પ્રશ્ન ત્વરાથી પૂછો, અને ઉત્તર મેળવવામાં ઢીલ-મંદતા સહન ન કરો.** 'તમે કહો,' 'તમે,' એમ એકનો એક પ્રશ્ન પૂછવામાં વખત કાઢો નહિ અને શિક્ષણને અને વિદ્યાર્થીને મંદ બનાવો નહિ. જેના તરફ આંખ ફરી હોય કે જેને નિશાની કરી હોય તેણે, તેનું શિક્ષક તરફ ધ્યાન છે એ બતાવવા ચપળતાથી ઉભું થવું જોઈએ. ઉત્તર આપી ન શકે તેની હરકત નહિ, પણ તેવા

શિષ્યે ઉભા તો થવુંજ જોઈએ. આ બાબત નજીવી જેવી લાગે છે, પરન્તુ શિક્ષકને તે ઘણી ઉપયોગી છે.

**ગ. પ્રશ્નોના ઉત્તર સંપૂર્ણ વાક્યમાં માગો.**

સાધારણ રીતે સંપૂર્ણ વાક્યમાં ઉત્તર માગવાથી ઉત્તર શુદ્ધ છે કે નહિ તેની ખબર પડી આવે છે. વળી શિષ્યને પોતાના વિચાર બરાબર દર્શાવતાં આવડે છે એ પણ લાભ છે. **ઉત્તરમાં થતી ભૂલો સુધાર્યા વિના જતી કરો નહિ;** પછી ભલે તે ભૂલો ઉચ્ચારની, વાક્યરચનાની કે બીજી કોઈ પણ જાતની હોય.

---

## ૧. દરેક શિક્ષકે પાઠની બરાબર તૈયારી કરવી જોઈએ.

પાઠની તૈયારી કરવાની અંદર ત્રણ બાબતોનો સમાવેશ થાય છે.

૧. વિષયનું શિક્ષકને સારૂં જ્ઞાન.
૨. કઈ પદ્ધતિથી પાઠ સારી રીતે આપી શકાશે તે બાબતનું જ્ઞાન.
૩. વિચાર કરી વિષયને જુદા જુદા પેટાભાગમાં ગોઠવી, સંક્ષિપ્ત કે સંપૂર્ણ નોંધ કરવાની આવડત.

**સાધનોનો અને યુક્તિપ્રયુક્તિઓનો ઉપયોગ.**

કાળા પાટીઆનો, નકશા, ચિત્ર, માટીના નમુના, સિક્કા, વર્ત્તમાનપત્રોમાં આવેલા હેવાલ તથા ચિત્રોનો ઉપયોગ, પ્રયોગદ્વારા સમજાવવાની આવડત, ફુલ, પાંદડાં, કે તેવી વસ્તુ પ્રત્યક્ષ રાખી પાઠમાં રસ ઉત્પન્ન કરવાની આવડત, વ્યવહારમાં વપરાતા દાખલાઓ આપવાનું, અને જે કંઈ શિખવવામાં આવે છે તે ઉપયોગી છે એવું ઠસાવવાનું જ્ઞાન, જરૂર પડે ત્યાં સરખામણી કરવાનુ કે વિરુદ્ધ ગુણ બતાવવાનું જ્ઞાન, નવીન વિષય સમજાવવાને જાણીતી બાબતો કે જાણીતા વિચારનો સંબંધ જોડવાની સમજણ, આ અને આવાં અનેક સાધનો અને યુક્તિપ્રયુક્તિઓ ઉત્તમ શિક્ષકે જાણવાંજ જોઈએ.

## ૪. जाणीता उपरथी अजाण्या पर जाओ.

આ સૂત્ર જેટલું બોલવામાં ને વાંચવામાં આવે છે તેટલું અમલમાં મૂકવામાં આવતું નથી. આ સૂત્ર અમલમાં કેવી રીતે મૂકવું તેના થોડા દાખલા નીચે આપીશું. મૂળાક્ષરનાજ શિક્ષણમાં આ સૂત્રને સારી રીતે અમલમાં મૂકી શકાશે. '**નગારા**' નો '**ન**,' '**તલવાર**' નો '**ત**' એમ બોલવાથી જાણીતી વસ્તુઓ અને પ્રત્યક્ષ દેખાડી શકાય તેવી વસ્તુઓ ઉપરથી અજાણ્યા મૂળાક્ષર '**ન**' અને '**ત**' નો ખ્યાલ આપી શકાય છે. ભૂગોળના શિક્ષણમાં પણ આ નિયમનો વારંવાર ઉપયોગ કરી શકાય છે. 'ગુજરાત' ની ભૂગોળ શિખ્યા પછી હિન્દુસ્તાનના ગમે તે ભાગની ભૂગોળ શિખવી શકાય. 'ગુજરાત'ની કઈ દિશામાં તે ભાગ આવેલો છે? ગુજરાતથી ગાડીમાર્ગે જવું હોય તો કઈ દિશામાં જવું? દરીઆમાર્ગે જવું હોય તો કઈ? 'ગુજરાત' કરતાં નવો ભાગ (નકશામા સરખાવી જવાબ આપવા કહેવું) કેટલા ગણો છે? પછી નવા દેશના લોકો, ત્યાંના રીતરિવાજ, ત્યાંની ઉપજ, ત્યાંથી પરદેશ ચઢતો માલ, ત્યાંની આબોહવા, તથા તે આબોહવાની લોકો તથા ફળદ્રુપતા ઉપર થતી અસર, વગેરે બાબતો સમજાવી શકાય અને ગુજરાત સાથે સરખામણી કરતા જવાય.

---

## ૫. पहेलां दाखला मागो; पछी व्याख्या के नियम उपजवी काढो.

આ નિયમનું પણ શિક્ષણની અંદર વારંવાર ઉલ્લંઘન થતું જેવામાં આવે છે. વ્યાકરણ શિખવતી વેળા 'નામ' કે 'વિશેષણ' ની વ્યાખ્યાથી શરૂ કરવું એ ઘણુંજ ખોટું અને કઢંગું છે. નિયમનો

ભંગ થાય છે. કેળવણીખાતા તરફથી બહાર પડેલું નવું વ્યાકરણ વાંચવાથી ' નામ ' સંબંધી શિક્ષણની શરૂઆત કેવી રીતે કરવી એની સમજ પડશે.



## ૬. प्रत्यक्ष पदार्थ राखी शिक्षण आपो अने ते पदार्थ उपरथी जे विचार आवतो होय तेनो शिक्षणमां उपयोग करो.

સંખ્યા શિખવતી વેળા મણુકા, કચુકા, પૈસા શરીરના અવયવ વગેરેનો ઉપયોગ કરો. બેટ, સંયોગીભૂમિ, સામુદ્રધુની વગેરે શબ્દો માટીના નમુનાથી કે પાસે નહી હોય તો ત્યાં વિદ્યાર્થીને લઈ જઈ સમજાવો, અને તે ઉપરથી પ્રશ્નો પૂછી વિદ્યાર્થીની પાસેજ વ્યાખ્યા ઉપજાવી કઢાવો. પદાર્થ પ્રત્યક્ષ ન બતાવી શકાય એમ હોય તો તેનાં ચિત્ર બતાવી કે પાટીઆ ઉપર પાડી પાઠ આપી શકાય.

ઇન્દ્રિયદ્વારા જ્ઞાન થાય છે, માટે જોવાની, સાંભળવાની, સુંઘવાની અને સ્પર્શની ઇન્દ્રિયોનો ઉપયોગ કરવાની જરૂર છે. નાનાં બાળકોને આ ઇન્દ્રિયોનો વધારે ઉપયોગ કરવાનો પ્રસંગ મળે તેવી રીતે શિક્ષણ આપો, એટલે કે પદાર્થ પ્રત્યક્ષ રાખી તે જોવા, તેને સુંઘવા, તેનો સ્પર્શ કરવા વગેરે કહો. વર્ણનથી જેટલું વિદ્યાર્થી શીખી શકે છે તેના કરતાં જાતે અનુભવવાથી પદાર્થના આકાર, રૂપ, રંગ, વગેરેનું, વધારે સારૂં જ્ઞાન થાય છે. જ્યાં જ્યાં ચિત્રો, પદાર્થો, વગેરેનો ઉપયોગ કરવાનો હોય છે, ત્યાં હંમેશાં નીચે મુજબના પ્રશ્નો વિદ્યાર્થીને પૂછવા 'તમે શું જોયું?' આમ શા કારણથી હશે?'

બિલાડી અને કુતરાનો પાઠ હોય, તો તેમાં 'બિલાડીના નખ જુઓ. તે કેવા છે?' ' તે શામાટે તેવા હશે?' ' કુતરાના નખ

જુઓ. તે કેવા છે? ‘ શામાટે તેવા છે?’ ‘બિલાડી અને કુતરાના નખમાં શો ફેર છે?’ શા કારણથી આવો ફેર હશે?’ વગેરે. મોટી વયના વિદ્યાર્થી પદાર્થના અભાવે જેટલી સહેલાઈથી આપણું કહેલુ સમજી શકે છે તેટલી સહેલાઈથી બાળકો સમજી શકતાં નથી. બાળકવિદ્યાર્થી અને મોટી ઉમરના વિદ્યાર્થીને શિક્ષણુ આપતી વેળા કેવો અને કેટલો ભેદ રાખવો તેનો સ્થૂળ ચીતાર નીચેની આકૃતિ ઉપરથી આવી શકશે.

બાળવિદ્યાર્થી

પદાર્થના અભાવ વડે શિ-
ક્ષણુ આપવાનું પ્રમાણુ.

પદાર્થ પ્રત્યક્ષ રાખી
શિક્ષણુ આપવાનુ પ્રમાણુ.

મોટી ઉમરના વિદ્યાર્થી

## ७. शिक्षण आपती वेळा विद्यार्थीनी मदद लो.

પાટીઆ ઉપર કંઈક લખાવવામાં, પ્રયોગમાં મદદ કરવામાં, તેમજ કંઈક ચિત્ર કાઢવામાં, કે કોઈ વાર્તા ભજવી બતાવવામાં વિદ્યાર્થીની મદદ લેવી. આથી વિદ્યાર્થીને કંઈક કરવાનુ મળે છે, અને પોતે કંઈક કરી શકે છે તેવો વિશ્વાસ ઉત્પન્ન થાય છે.

---

## ८. कुदरतने (कुदरतमां जोवामां आवता कायदाने) अनुसरी शिक्षण आपो.

શરીરિકશાસ્ત્ર અને માનસશાસ્ત્રના કાયદાને અનુસરીને શિક્ષણુ આપવું એટલે કુદરતને અનુસરીને શિક્ષણુ આપવું. આનો અર્થ એટલોજ થાય છે કે દરેક શિક્ષકે શારીરિકશાસ્ત્રના અને માનસશાસ્ત્રના મૂળતત્ત્વો અવશ્ય જાણવાં જોઈએ, અને તે મૂળતત્ત્વોના અનુભવમાં

શી રીતે ઉપયોગ કરવો તે પણ સમજવું જોઈએ. જાણવું અને અનુભવમાં મૂકવું એ બે જુદી જુદી બાબતો છે. કેળવણી આપવાનો ખરો અર્થ આ સૂત્ર ઉપરથી સ્પષ્ટ થાય છે. શરીર અને મન બંનેને યોગ્ય રીતે કેળવવાં એ કેળવણીનો મુખ્ય ઉદ્દેશ છે. શરીર તંદુરસ્ત અને મજબુત જોઈએ, અને મનનો પણ સારી રીતે વિકાસ થવો જોઈએ, એટલે કે બુદ્ધિ, લાગણી અને ઇચ્છા એ ત્રણેનો સાથે સાથે અને બરાબર વિકાસ થવો જોઈએ.

શરીરને તંદુરસ્ત, મજબુત, અને ચપળ રાખવાના અંગે નીચેના પ્રશ્નો ઉદ્ભવે છે.

अ. નિશાળનું મકાન કેવું હોવું જોઈએ? દરેક છોકરાને બેસવા કેવી ગોઠવણ જોઈએ? છોકરાને બેસવાની રીત વગેરે.

ब. કસરતના પ્રકાર, ડ્રિલ વગેરે.

क. શારીરિકશાસ્ત્ર અને આરોગ્યવિદ્યાનાં મૂળતત્ત્વોનું જ્ઞાન.

મનની કેળવણીને અંગે નીચેની બાબતોનો અભ્યાસ આવશ્યક છે.

अ. બુદ્ધિ, લાગણી અને ઇચ્છા વચ્ચેનો સંબંધ.

ब. તેઓને કેળવવાનાં સાધનો.

क. તેઓના વિકાસનો યોગ્ય ક્રમ અને સમય.

માનસશાસ્ત્રના અભ્યાસથી આ ત્રણે મુદ્દાઓનું જ્ઞાન મળે છે.

---

## ૯. જે કરો તે સંગીન કરો; પાયો મજબુત નાંખો.

શરૂઆતમાં પાયો નાંખવામાં વખત જશે; પરન્તુ જેટલો વખત સંગીન પાયો નાંખવામાં ગાળ્યો હશે તે ભવિષ્યમાં ઉપયોગી થઈ પડશે. કેટલાક શિક્ષકોનું કહેવું એવું છે કે ધીમે ધીમે સંગીન કામ

કરવાથી વર્ષનો અભ્યાસક્રમ પૂરો થતો નથી. આ દલીલ ખોટી છે. પદ્ધતિસર સંગીન કામ કરવાથી શરૂઆતમાં થોડો વધારે વખત જશે એ વાત ખરી છે; પરન્તુ તેટલા વખતમાં બાકીનો અભ્યાસક્રમ થોડી મુદ્દતમાં પૂર્ણ કરવામાં મદદગાર થઈ પડશે. "સસલા અને કાચબા"ની વાત યાદ રાખવા જેવી છે. 'થોડું કરો પણ સંગીન કરો' એનો અર્થ એવો નથી કે થોડું સંગીન કરી હાથપગ જોડી બેસી રહો. 'થોડું પણ સંગીન કરો' એટલે શરૂઆતમાં થોડુ અને સંગીન એટલા માટે કરો કે જેથી ભવિષ્યમાં સંગીન પાયા ઉપર જે ઈમારત ચણાય તે પણ સંગીનજ થાય.

---

## १०. वर्गनी अंदर 'टाइमटेबल'–वखतपत्रक–प्रमाणे काम करो.

જૂના પાઠનું પુનરાવર્તન કર્યા વિના નવો પાઠ શરૂ કરો નહિ. ખાસ કારણ સિવાય ટાઇમટેબલમાં જે ક્રમ આપ્યો હોય તે ક્રમમાં ફેરફાર કરવો નહિ. આથી આખી શાળાનું કામ બગડે છે. શિષ્ય અને શિક્ષકો ઉપર અનિયમિતતાની છાપ પડે છે, અને સરવાળે અભ્યાસ પૂરો થતો નથી, અને ઉપરિ અમલદારને ઠપકો આપવા લાગ મળે છે. આ રીતે મુખ્ય શિક્ષકના વાંક માટે અથવા તેની ગોઠવણની ખામીને લીધે તેના હાથ નાચેના માણસોને વગર કારણે શોષવું પડે છે. વર્ગની અંદર નિયમિતપણે આવવામાં, પાઠ નિયમિતપણે ચલાવવામાં જો શિક્ષક સંભાળ રાખે, તો શિષ્યવર્ગ ઉપર હંમેશને માટે સારી છાપ પડે છે.

## ११. नवो पाठ शरू कर्या पहेलां जूना पाठनुं पुनरावर्तन अवश्य करवुं जोईए.

આ બાબત દેખીતી સાદી છે, છતાં તે બાબત ઉપર શિક્ષકવર્ગનું ધ્યાન હંમેશાં રહેતું હોય એમ જણાતું નથી. પુનરાવર્તન કરતી વેળા ચાલાકીથી પૂછેલા થોડા પ્રશ્નોથી જૂના પાઠની અસર કેવી થઈ છે તે શિક્ષક તરત જાણી શકશે, અને ભૂલો સુધારવાનો, અને જૂની બાબતોને વધારે સરળ ભાષામાં કહેવાનો, અને નવીન દાખલાઓ આપી તેમજ નવીન સાધનોનો ઉપયોગ કરી તે બાબતોને વધારે સંગીન અને રસિક કરવાનો પ્રસંગ મળશે.

---

## टाइमटेबल (वखतपत्रक).

નિયમસર કામ થાય માટે વખતપત્રક બનાવવાની જરૂર છેજ. વિદ્યાર્થીઓને ઉપરના વર્ગમાં ચઢાવવામાં આવે અને નવા પાઠ શરૂ થાય, તે પહેલા વખતપત્રક તૈયાર હોવુંજ જોઈએ. વર્ગનું કામ શરૂ કરવાની જરૂર પડે અને વખતપત્રકનુ કાંઈ ઠેકાણું ન હોય એ બેદરકારી અને અનિયમિત રીતે કામ કરવાની પદ્ધતિનું સૂચન કરે છે. પ્રથમથીજ વખતપત્રક વીચારીને કરવું, પણ ટર્મની વચમાં ( ઘણાજ અગત્યના કારણ સિવાય) તેને બદલ બદલ કરવું નહિ. કેટલાક ફેરફાર ઇચ્છવાજોગ હોય તો નવા ટર્મની શરૂઆતમાં કરવા એ વધારે સારૂં છે. વખતપત્રકમાં ધ્યાનમાં રાખવા જેવી બાબત એટલી છે કે વખતના, વિષયની અગત્ય પ્રમાણે યોગ્ય ભાગ પાડવા. જે વિષયમાં માનસિક શ્રમ વધારે તે વિષય પછી સરળ વિષય આવે તેવી ગોઠવણ બને ત્યાં-સુધી કરવી. ખાસ કરીને બાળવર્ગ અને પહેલા ધોરણમાં એક પાઠ

૨૦ ને કે ૩૦ મિનિટથી વધારે ચાલવો જોઈએ નહિ. ઉપરનાં ધોરણોમાં પોણા પોણા કલાકના પાઠ રાખી શકાય, અને સૌથી ઉંચા ધોરણમાં કલાક કલાકના પાઠ રાખવામાં હરકત નથી. અઘરા પછી સરળ પાઠ ગોઠવવાની જરૂર છે એમ આપણે કહ્યું, એટલે ગણિત પછી ચિત્ર-કળા કે સંગીત, અને વ્યાકરણ પછી પદાર્થપાઠ કે વાચન એવી કંઈક ગોઠવણ થવી જોઈએ. ક્યા વિષયમાં કઈ શક્તિ ઉપર કેટકેટલો બોજો પડે છે તે નીચે આપેલા માત્ર માર્ગદર્શક કોઠા ઉપરથી સમજાશે.

| વિષય. | સ્મરણ-શક્તિ. | અવલોકન શક્તિ. | તર્ક-શક્તિ. | કલ્પના-શક્તિ. | લાગણી. |
|---|---|---|---|---|---|
| ૧. ગણિત. | સાધારણ બોજો. | ૦ | ઘણો બોજો | ૦ | ૦ ૦ |
| ૨. વનસ્પતિશાસ્ત્ર | ઘણો | ઘણો બોજો | ૦ | ૦ | ૦ |
| ૩. ભૂગોળ | ,, | ૦ | સાધારણ | ઘણો. | સાધારણ |
| ૪. ઇતિહાસ | ,, | ૦ | ૦ | ઘણો | ઘણો |
| ૫. ભાષા | ,, | ૦ | ૦ | સાધારણ | ઘણો |
| ૬. પદાર્થવિજ્ઞાન | થોડો | સાધારણ | સાધારણ | ૦ | ૦ |
| ૭. શારીરિકશાસ્ત્ર | સાધારણ | ,, | ૦ | ૦ | ૦ |
| ૮. વ્યાકરણ | ,, | ઘણો | ઘણો | ૦ | ૦ |

જે ખાનામાં ૦ છે તે એટલુંજ બતાવે છે, કે તે શક્તિઓને તે તે વિષયમાં ઘણો બોજો પડતો નથી, ખાલી ખાનાં ઉપરથી એમ સમજવાનું નથી કે તે શક્તિઓ તે તે વિષયમાં બિલકુલ કસાયા વિનાની પડી રહે છે. દરેક વિષયમાં થોડેઘણે દરજ્જે તો ઘણીખરી શક્તિઓ કેળવાય છેજ, પરન્તુ તફાવત માત્ર પ્રમાણનોજ છે. આ કોઠો માત્ર માર્ગદર્શક અને સૂચક છે ને એકદમ કહી દેવું જોઈએ.

શિક્ષણપદ્ધતિ ઉત્તમ મધ્યમ કે કનિષ્ઠ તે પ્રમાણે જુદા જુદા વિષયમાં જુદી જુદી શક્તિઓ ઉપર પડતા બોજાના પ્રમાણમાં અને માનસિક વિકાસના પ્રમાણમાં ઘણો સારો ફેર પડી જાય છે, એ બાબત લક્ષમાં રાખવી.

## વખતપત્રક બનાવતી વેળા નીચેના મુદ્દાઓ ઉપર લક્ષ આપવું.

૧. અઘરા વિષયો સાથે સાથે આવવા જોઈએ નહિ.

૨. વિષયની અગત્ય પ્રમાણે તેને માટે અઠવાડીઆમાં વખત મુકરર કરવો જોઈએ.

૩. અભ્યાસક્રમના સઘળા વિષયો વખતપત્રકમાં આવી જવા જ જોઈએ.

૪. લખાણના વિષયો સાથે સાથે આવવા જોઈએ નહિ. જેમકે, કોપી, ડ્રૉઇંગ, ડિક્ટેશન કે લેખન.

૫. બે ત્રણ વર્ગો અમુક કલાકમાં પાઠમાં સાથે બેસી શકે તેવી ગોઠવણ થવી જોઈએ.

૬. ડ્રિલ, આરામનો વખત, વગેરેને માટે વખતપત્રકમાં સ્થાન જોઈએ.

